# દોઢ દિવસની દુનિયા.




દંપતી ખુરશીઓપર બેઠા લક્ષ્મીદાસ બોલ્યો. 'પ્રિયે' હવે મને કદી પણ વ્યાખ્યાનમાં જવાનો આગ્રહ કરીશ નહિ." [પા. ૪૫

# દોઢ દિવસની દુનિયા.

કિંવા

## મ્હોંતના મ્હોંમા.



: લેખક :

મંગલ.

-તે-

શિવલાલ ત્રિભુવન [illegible]

પ્રકાશક

રણછોડલાલ મોતીલાલ શાહ.

ગાંધીરોડ—અમદાવાદ

મુલ્ય ૦--૧૦--૦



ॐ શ્રી

# દોઢ દિવસની દુનિયા

કિંવા

# મ્હોતના મ્હોંમાં.

## પ્રકરણ પહેલું.

### "દિવાની"



જગતમા પાપ વધારે કે પુણ્ય ?

પ્રત્યેક પુરૂષ પોતાના હૃદયને પૂછે, જીવનને પૂછે, જે ઉત્તર મળે તે ખરો !

શ્યામલી કાળરાત્રિના પાયે પાયે ભરેલો ભીષણ અંધકાર નદિ કિનારાને ભયંકર બનાવતો હતો. અંધકારને સુશોભિત બનાવતો અવનવા રંગનો પ્રકાશ પાથરતો રજનીકાન્ત આજે ગગનમાં ક્યાં હતો ? શોધ શોધીને થાકેલા બાળકની પેઠે આકાશ શાન્ત હતું.

તેજના ટપકાની જયોતરૂપ મનાતા તારલાઓ અંધકારના ઓઘને ચીરવા શકિત અજમાવતા હતા. પણ કયાય દેવની ઝીણી ઝીણી આંખો જેવા તારામંડળના પ્રકાશથી અંધકાર ભેદાયા સાભળ્યા છે ? નદીના સ્વચ્છ જળમા પ્રતિબિંબિત થઇ તારાઓના લીસોટા પડી જતા હતા. જગતની સપાટી પરથતા કાળા પાપને અજવાળવા પ્રયત્ન કરતી પુણ્યની એ જાણે કિરણો હોય એમ ભાસ થતો હતો.

જે સુખાનંદના ઉછળતા રત્નાકરની વચ્ચે જીવન નૌકા ઝુલાવી રહયો હોય તેને આવો નદી કિનારાનો એકાંત અંધકાર અનુકુળ નથી. આંખને આજી નાખતો દીપ, સુમન બિછાવેલી સુંદર શય્યા, પ્રિયાનો દેહ ઉપર ફરતો સુંવાળો હાથ, અને એકાત અનેક સુશોભિત શયનગૃહ એ સુખાદર્શ છે; પરન્તુ જગતના ક્ષણિક સુખ જેના લલાટમાં વીધિદેવે ન આકયા હોય તેવા હતભાગીને શું ?!

તે તો નદી કિનારેજ ભટકે, અંધકારમાં આથડે, સ્મશાનમાં સોડ તાણે, કબ્રસ્થાનમા વિસામો, ને મ્હોતના ગીત ગાય.

આવા અંધકારના સમયે નદીમાં શું પડયું ?

" શાન્તિ ! કોઇક ડૂબે છે, પાણીમાં ડુબકી ખાધી, પણ નીકળાયું હોય તેમ જણાતું નથી. "

અંધકારમાંથી કાંઇક અવાજ આવ્યો. બે માણસો નદી કિનારે ફરતા ફરતા આવતા હતા. તેમાંના એકે પાણીમાં કોઇ પડયાની ખાત્રી થતા જણાવ્યું.

" તને તરતા આવડે છે કે ? " બીજાએ પ્રશ્ન કર્યો.

" હા. "

પહેલા માણસે કહ્યું ને કપડા ઉતારતા વધુ ઉમેર્યું.

' હું તૈયારજ થાકું છું. "

" પણ આ કાળા અંધકારમાં........"

બીજો માણસ પોતાનું વાક્ય પુરૂં કરે તે પહેલાંજ પ્રથમ બોલતા માણસે નદીમા કુદકો માર્યો. પાણી ઉછળ્યું; અને એ ઉછળેલા પાણીના બુંદ પાછા પડતા પણ સંભળાયા. કૂદકો મારનાર પાણીમાં ઉંડો ઉતરી ગયો. કયાંસ સુધી ડૂબેલોજ રહ્યો. કિનારા ઉપર ઉભા રહેલા બીજા માણસનું હૃદય ધબકવા માંડ્યું. એક પળ તેને એક યુગ જેવી મોટી જણાવા લાગી. તે અસ્થિર મનથી આમતેમ ફરવા લાગ્યો.

થોડીવારે મધ્ય નદીમાં દુરથી કાંઇક પાણી ખસેડવાનો અવાજ આવ્યો. તે સાથેજ જીવનલાલના મજબુત હાથો પાણીને કાપી રહેલા શાન્તિલાલે જોયા. તેનો શ્વાસ નીચે બેઠો.

જીવનલાલ એક હાથે તરતો, એક હાથે પીઠ ઉપર ચઢાવેલો બોજો સંભાળ તો આગળ વધી આવાતો હતો. નદીના પાણી તેની પીઠ ઉપર ચડી જતા હતા. એકાએક એક છોળ આવી ને તેની પીઠ પરનો બોજો દુર થઇ ગયો; પણ જીવનલાલે તે બોજાને પુનઃ હાથ કર્યો ને પીઠપર લાધ્યો.

આખરે તે મહા પ્રયત્ને કિનારે આવી પહોંચ્યો.

શાંતિલાલે તેનો હાથ પકડયો. કિનારાના મૂળમાં પણ પાણી ઉંડાજ હતા. જીવનલાલના પગ તળીયે ઠરતા ન હતા. શાંતિલાલે જીવનસિંહની પીઠ પરના બોજાને દુર કરવા પ્રયત્ન કર્યો. તે બોજાને ઉંચકતા જતા શાંતિલાલને સમજાયું કે તે કોઇ સ્ત્રીનું શબ હતું.

શાંતિલાલ ચમકયો. પરન્તુ તેણે તે શબ ઉપાડી લીધું એટલે જીવનલાલ કિનારા ઉપર હાથ ટેકવી સહેલાઇ પૂર્વક ચઢી આવ્યો.

" આ તો કોઇ સ્રીનું સબ છે. "

શાન્તિલાલ બોલી ઉઠયો.

" નાજી ! "

જીવનલાલ બોલ્યો ને તેણે વધુ ઉમેર્યું.

" તે શબ નથી, કિન્તુ જીવતી છે. "

" કેમ જાણ્યું કે જીવતી છે ? "

શાન્તિલાલે પ્રશ્ન કર્યો. તેની દ્રષ્ટિ અંધકારમાં ચોમેર ફરી રહી હતી.

" છાતીના ધબકારા ઉપરથી હું કહુછું કે જીવતી છે. પણ આપણે તેને જાગ્રત કરવાનો પ્રયાસ ઉઠાવવો જોઇએ. "

જીવનલાલ તરફથી ઉત્તર મળ્યો. અંધકારના સામ્રાજ્ય તળે બન્ને જણ મુર્છાવશ સ્રીને જાગ્રત્ કરવાના પ્રયાસમા રોકાઈ ગયા.

કેટલીક વારે તે સ્રી હાલી; અને તેણે એક ઉંડો નિઃશ્વાસ લીધો.

" જીવે છે તો ખરી. "

" શાન્તિલાલે જણાવ્યું.

થોડીવારે તે સ્રીએ હળવે હળવે સહેજ આંખ ઉપાડી; અને પછી મીંચી દીધી. જીવનલાલે તેનું માથું ખોળામાં લીધું.

"મ...ને...કેમ......?...ડૂબી મરવા દો ! "

સ્રી અસ્પષ્ટ રીતે બોલી.

પછી ધીમે રહી તે સ્રી જીવનલાલના ખોળામાંથી માથું ઉપાડી બેઠી થઇ ગઇ ને બોલી.

" મને કેમ દોને ? "

તેના ઉચ્ચારમાં દ્રઢતા હતી. દ્રષ્ટિ પ્રકાશમાં ઉન્માદ તર-વરતો હતો.

" બાઇ !" જીવનલાલ બોલ્યો: " શાન્ત થાઓ. આટલા આકળા શા માટે થાઓ છો ? "

" ભલા પુરૂષ !" તે સ્ત્રી બોલી: " તમે તમારા માર્ગે પધારો મને મૃત્યુના માર્ગે પ્રયાણ કરી જવા, નદીના પાણીમાં ડુબતી અટકાવો નહિ. મારા માટે મ્હોત તૈયાર ઉભુ છું !"

" આટલા ઉન્માદનું કારણ ? "

શાન્તિલાલે પ્રશ્ન કર્યો.

" તે જાણવાથી તમને શો લાભ ? "

ઉત્તર આપવાને બદલે તે સ્ત્રીએ સામો પ્રશ્ન પૂછ્યો.

" વારૂ " શાન્તિલાલે જણાવ્યું: " તમારો કંઇ પરિચય આપશો ?

" પરિચય ? " સ્ત્રી બોલી: " હા...! હું મારો પરિચય શું-આપું ? એક મહા હતભાગિની તરીકે મને ઓળખો એટલે સબ !"

સ્ત્રીની આંખમાં ઝળઝળીયા આવેલા જીવનલાલે જોયા.

જીવનલાલને લાગ્યું કે દુનિયાના દેવ શય્યામાં આંખો મીચીને પડેલા હશે. વિશ્વની વિમળ વાટિકાના નવવિકાસિત પુષ્પ જેવી સુકોમળ સુંદરીના શિર ઉપર વર્ણનાતીત કષ્ટની વૃષ્ટિ કરનાર વીધિ દેવને તેણે નિષ્ઠુર માન્યો.

" તમારો વધારે પરિચય ન આપો તો કાંઈ નહિ, "—જીવનલાલ બોલ્યો–"પણ તમારૂં નામ શું છે તે જણાવવા તસ્દી લ્યો કે જેથી વાત ચીતમાં તમને બોલાવવા કામ લાગે. "

" નામ ? " સ્ત્રી બોલી: " નામ તો લોકો કહે મારૂં નામ સરોજ...પણ..."

" પણ શું ?"

સ્ત્રીને બોલતી અટકાવીને જીવનલાલે વચ્ચેજ પ્રશ્ન કર્યો.

" લોકો મને બીજા નામથી બોલાવે છે."

સ્ત્રી બોલી. તેની દ્રષ્ટી જરા આકુળ-વ્યાકુળ થતી જતી હતી.

" એ બીજું નામ શું છે ?"

જીવનલાલને સ્ત્રીનું બીજું નામ જાણવાની ઉત્કંઠા જન્મી.

" પ્રથમ કહો કે હું મારૂં બીજું નામ જણાવું તે નામથી તમે મને બોલાવશો નહિ."

સ્ત્રીની આવી પ્રસ્તાવના સાંભળીને જીવનલાલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શાંતિલાલ મૌન સ્થીતિમાં રહીને આ બધું સાંભળ્યે જતો હતો.

" તમે કહો છો તે કબુલ છે."

જીવનલાલે જણાવ્યું ને પછી વધારે ઉમેર્યું.

" તમારા બીજા નામથી તમને બોલાવીશ નહિજ "

" મારૂં બિજુ નામ લોકોએ પાડયું છે " **દિવાની** " સ્ત્રી બોલી

આ સાંભળીને બન્ને જણ ચમકયા. સરોજ સુંદરીને દિવાની કહી સંબોધનાર લોકો પ્રતિ જીવનલાલને ધૃણા ઉત્પન્ન થઈને તેની સાથે 'દિવાની' નું સંબોધન લોકોએ તેને શા કારણથી આપ્યું હશે તે જાણવાને આતુર બન્યો.

" તમને 'દિવાની' તરીકે લેખવાનું શું કારણ ?"

જીવનલાલે પ્રશ્ન કર્યો.

" કંઇ લોકોના મ્હોએ ગળણાં બંધાય છે ? " સ્ત્રી બોલી:

" એકે કહ્યું દિવાની એટલે સઘળા કહેવા લાગ્યા દિવાની. લોકો એ

પ્રમાણે દિવાની કહીને મને શા કારણથી પજવવા લાગ્યા તેની મને પણ ખબર નથી."

તમે ગાંડા બનીગયા હશો ને તેથી લોકો તમને દીવાની કહેતા હશે જીવનલાલે એ પ્રમાણે જણાવ્યું.

"હા...હું ગાડી થઇ ગઇ હતી; ને એ ગાંડપણુમાં મેં......"

સ્ત્રી અહિંસુધી બોલીને પછી એકા એક અટકી પડી. તેની આંખમાં આસુ ઉભરાયા.

"શું!" જીવનલાલ બોલ્યો.

"મેં મારા એકના એક સન્તાનને ડુબાડી દીધુ!"

"નદીમાં?"

જીવનલાલ ચમક્યો.

"હા." સ્ત્રીએ જણાવ્યું. "ને હવે મને જે પશ્ચાતાપ થાય છે, તે અસીમ છે."

"પુત્ર હતો કે પુત્રી?" જીવનલાલે વધુ સ્પષ્ટીકરણ જાણવા માટે એ પ્રશ્ન કર્યો.

"પુત્ર." સ્ત્રીએ જણાવ્યું.

તેની આંખમાથી આંસુ અવિરલ પણે વહ્યા જતા હતા.

"તેની વય કેટલી હતી?" જીવમલાલે પૂછ્યું.

"માત્ર ચાર વર્ષની." સ્ત્રીએ જણાવ્યું.

અફસોસ!" જીવનલાલે દીલગીરીના દમ ખેચ્યા!" તમે ઘણો ગજબ ગુજાર્યો. ચાર વર્ષના પુત્રને પોતાના હાથેજ અકાળે મૂત્યુને મુખમાં મોકલવું પડે એ કેટલું ભયંકર!!"

"આ ભયંકર પાપના પશ્ચાત્તાપ માટે તો હું આત્મહત્યા કરવા

માગું છું." સ્ત્રી બોલીઃ " માટે મને છોડી દો. નદીના જળમાં ડુબેલા મારા પનોતા પુત્રને શોધવા માટે મને નદીના જળના ગર્ભમા જવા દો."

"આત્મહત્યા કરવી એ પાપ છે; એક પાપ કર્યાં છતાં હજી એવાજ બીજા ભયંકર પાપને વ્હોરવાની ઇચ્છા—ઉન્માદને શમાવી દો." જીવનલાલે જણાવ્યું.

સ્ત્રી ચૂપ રહી. તેની આંખમાંથી આસુ ધોધબંધ વહ્યા જતા હતા. જીવનલાલ કોઇપણ ઉપાયે સ્ત્રીને શાત કરવા માગતો હતો. શાંતિલાલ અત્યાર સુધી મૌન ગ્રહીને ઉભો હતો; પરન્તુ સ્ત્રીએ તેના સ્હામી દૃષ્ટિ કરી હોત તો તેને જણાત કે પોતાના દેવ દુર્લભ સૌન્દર્યના રસને શાંતિલાલની દૃષ્ટિ પી રહી હતી.

સ્ત્રીને મૌન જોઇને જીવનલાલે પ્રશ્ન કર્યો.

"તમારા પુત્રને જળમા ડુબીને મરી ગયા કેટલો વખત થયો?"

:"બે એક વર્ષ થશે." સ્ત્રી બોલી.

"તમારા પુત્રને તમે મારી નાખ્યો ત્યાર પછીથી લોકો તમને દિવાની કહીને બોલાવતા હશે।" જીવનલાલે કહ્યું.

"હા." સ્ત્રી બોલી.

"હવે હું એ પૂછું છું કેઃ–" જીવનલાલે વધુવધુ ઉંડા ઉતરવા માંડ્યુંઃ

"તમારા પુત્રને તમારે મારી નાખવો પડ્યો તેનું કારણ તો હશેને?"

"કારણ પૂછો છો?" સ્ત્રી બોલી.

"હા." જીવનલાલે જણાવ્યું.

"જીવનલાલ!" શાન્તિલાલે મૌન તોડ્યુંઃ "આ બાઇને આપણાં ઘેર લઇ લ્યો. ત્યાં વધારે પૂછજો. ભીના કપડાથી તેને શરદી લાગી જશે."

શાંતિલાલ અત્યાર સુધી શા માટે મૌન ઉભો રહ્યા હશે, તેનું કારણુ સ્રીને જડયું નહિ. જીવનલાલે શાંતિલાલના શબ્દોને માન આપતાં જણાવ્યું.

"સરોજ ! અમારા ઘેર ચાલો. જુઓ ભીના કપડાથી કદાચ શરદી લાગી જશે."

"હું તમારી સાથે આવીશ નહિ." સ્રી બોલીઃ "તમારે જવું હોય તો જાઓ. મારે તો મારા પુત્રની શોધ કરવા નદીમાં પડવાનું છે."

"તમારો પુત્રતો દેવના દરબારમાં ચાલ્યો ગયો હશે, સરોજ !" જીવનલાલે જણાવ્યું: "કાઇ તે નદીમાં છુપાઇ ગયો નહિ હોય !"

"તો હું દેવના દરબારમાં જઇશ." સ્રી બોલી.

"સરોજ ! ઉન્માદ છોડી દો. અવશેષ જીંદગીને સુધારવા તૈયાર થાવ. તમારૂં પાપ આત્મહત્યાથી નહિ ધોવાય પણ...બાકીની જીંદગી પવિત્રપણે વિતાવશોતોજ એ પાપનું પ્રાયશ્ચિત થયું ગણાશે." જીવનલાલે જણાવ્યું. 'માટે અમારી સાથે ચાલો. તમારો વાળ પણ ત્યાં વાંકો થશે નહિ."

જીવનલાલના શબ્દો શાંભળીને સરોજ જાણે તેના તરફ અણુજાણુપણે આકર્ષાતી હોય એમ બન્યું. સરોજનો ઉન્માદ શાંત થઇ ગયો ને તે બોલી.

"ચાલો, હું તમારે ત્યાં આવું; ને પછી મારો પરિચય વધારે જણાવીશ."

પછી ત્રિપુટીએ નગરમાં પ્રવેશ કર્યો. સર્વત્ર અંધકારનું જોર જામી રહ્યું હતું !......



## પ્રકરણ બીજું.

### દિવાનીની કથા.



"મારૂં ગામ મણિપુર છે. જગમોહનની હું પુત્રી છુ છ વર્ષ પહેલા મારૂં લગ્ન થઇ ગયું છે. મારા સસરાનું ગામ સારંગપુર જ્યારે મને પરણાવામા આવી ત્યારે મારી ઉમ્મર ચૌદ વર્ષની હતી. મારા પતિના ધરમા સાહ્યબીતો નહિ પરન્તુ સારી રીતે જીવન નિર્વાહ થઇ શકે એટલી જોગવાઈ હતી. મારા સાસરાને એકજ પુત્ર હોઈ તેઓ મારા પતિને કંઇપણ કામ કરવા દેતા નહિ. અત્યંત લાડકોડમા ઉછરતા મારા પનિ એકદમ આળસુ બની ગયા. હું ઘણી વખત તેમને ઉદ્યમ કરવાનું કહેતી; પરન્તુ તેઓના પ્રમાદ શાસ્ત્રીમાં કામ કરવાની કલંમનો સર્વથા અભાવ હોય ત્યા મારી બલામણની શી અસર થાય ? ને મારા સસરા તરફની છુટજને લઇને તો તેઓનો પ્રમાદ ઘણોજ વધી ગયો.

બેવર્ષ પહેલાં મારા સાસરાનું અવસાન થઇ ગયું ને ગૃહની જોખમદારી મારા પતિ ઉપર આવી પડી. હું પરણીને આઈ ત્યાર પહેલાંજ મારા સાસુ ગુજરી ગયેલા હોઇ હવે અમે ગૃહમાં બેજ માણસ રહ્યા. મારા સાસરાનું કારજ કરવામાં ઘરની થોડીઘણી

મિલ્કત ગીરો મુકાઇ ગઈ. હિન્દુ સંસારમાં કરજ કરીને પણ કારજ કરવાનના ભયંકર રીવાજને મારા પતિએ માન્ય આપ્યું

કારજનું કામ ખલાસ થયા પછી અમારી પાસે છમાસ ચાલી શકે એટલી જોગવાઇ હતી. છ માસ પછી શું કરીશુ? ભુખે મરવાનો વખત આવશે તો આવા આ પ્રશ્નો મારા પતિને હું પૂછતી પણ તેઓ તો એમજ જવાબ આપતા કે: "કાલની ચિન્તા કરવી નહિ આજના સુંદર દિવસને કાલની ચિન્તામા શા માટે દુઃખભરી રીતે પસાર કરવો ? સંભવ છે કે આવતી કાલના સૂર્યોદય પહેલા આપણી ચિન્તા પરમાત્મા દુર પણ કરે. તો પછી શામાટે ચિન્તાનો પોટલો ઉપાડીને દુનિયાની મુસાફરી કરવી ? "

મને મારા પતિની આ ફિલ્સુફી મુદ્દલ ગમતી નહિ; પરન્તુ તેમને જરા પણ દુઃખ ન થાય એ ઉદ્દેશે હું વધારે બોલવાની હિંમત દર્શાવતી નહિ.

ખર્ચ તો બે માણસનું હતું પરન્તુ આવક વિના જાવક થતી રહે તેનું પરિણામ શું આવે ?

આખરે મારા દાગીના આપીને મેં મારા પતિની મુંઝવણ દુર કરવાનો પ્રયત્ન કર્યો. એક પછી એક દાગીના વેચાતા જતા હતા, ને મારૂં કાળજું ચીરાઇ જતું હતું, પણ મારા પતિને કંઇપણ લાગી આવતું નહિ. મેં ઘણી વખત કહ્યું કે " દાગીના ખલાસ થશે ત્યાર પછી આપણે શું કરીશું ? માટે કંઇપણ ઉદ્યમ કરોતો સારૂં નહિતર આપણને ભુખે મરવાનો કાળ પ્રાપ્ત થશે. "

આ વિનતિના પ્રત્યુત્તરમાં મારા પતિ માત્ર એટલુંજ કહેતા; " કાલની ચિંતા કરવી નહી. "

છેવટે દાગીના પણ ખલાસ થયા. ઘરમાં એક પાઇપણ રહી નહિ ચુલો ચેતવવા માટે લાકડાપણ ક્યાથી હોય અમે બે દિવસ ભુખ્યા રહ્યા. ત્રીજે દિવશે મારા પતિએ સો રૂપીઆ લાવીને મને આપ્યા. મેં માન્યું કે બે દિવસના ઉપવાસના કાષ્ટથી હવે કમાવાનું સુઝયું ખરૂં. પરંતુ સો રૂપીઆ જેવીર કમ એમ કમાણીમાં કેવી રીતે તે મળી ! એ જાણુવા માટે મેં પ્રશ્ન પૂછયો. એના ઉત્તરમાં મરા પતિએ જણાવ્યુ.

" મારા કાકાના દીકરા પાસેથી સો રૂપીઆ ઉછીના લઈ આવ્યો છું. આપણે કાંઇ ગભરાવાનુંજ નથી. ! "

આ સાભળીને મારા દુઃખનો પાર રહ્યા નહિ. આવી રીતે ક્યાં સુધી નભવાનુ હતું ? ઘણીયે વખત મેં મારા પતિને કંઇ પણ કરવા હાથ જોડીને વિનતી કરી; પરન્તુ ન્હાનપણુમાં લાડ ભોગવેલા એટલે સુંવાળુ સરીર કામના બોજાને શી રીતે સહી શકે ?

છેવટે એ સો રૂપીઆ પણ ખલ્રાસ થયા મેં મારા પતિને કહ્યું.

" નાથ આજે આપના લાવેલા સો રૂપિઆ ખલાસ થઇ ગયા છે. આવતી કાલે વળી ભુખે મરવાનો પ્રસંગ આવ્યો છે. વ્હાલા આમ કયાં સુધી ચલાવશો ? શા માટે ઉદ્યમ ન કરવો ? કોઇની પાસેથી મળતી રકમથી કંઇ વરસો નીકળવાના હતા ? વ્યવહારમાં અનેક ઉપાધિઓ આવશે એ વખતે આપણી દશા કેટલી શોચનીય કહેવાય માટે ગમે તેમ કરીને પણ બે પૈસા પ્રાપ્ત થાય એવો ધંધો કરોતોસારૂં અત્યારે આપણને જે મદદ કરે છે તે...... "

" હવે તારૂં પુરાણ બંધ કર. " મારા પતિએ મારૂં પુરૂં સાંભળ્યા પહેલાં વચ્ચેજ બોલવા માંડયું; " કામ કરીને તોડી નાખ

વું એ ક્યાંનો ન્યાય ? વ્યવહારમાં શી વિટંબના આવવાની હતી કે ઉદ્યમ કરવો ? ”

મેં કહ્યું “ ઉદ્યમ કરીએતે બે પૈસા આપણી પાસે એકઠા થાય તો આપણને કામ આવે એક પ્રસંગ ઉકેલવો હજી બાકી છે, તેની આપને ખબર પણ નહિ હોય. વ્યવહારના માર્ગમા અનેક મુશ્કેલીઓ મ્હોં વિકાસીને ઉભી છે. નાથ ! ”

તેમણે પૂછ્યું. “કયો પ્રસંગ હજી બાકી છે ? મારા માતા–પિતાના કારજ થઇ ગયા છે ફક્ત આપણને ખાવા પુરૂં જોઇએ, ને તેટલું તો ગમે ત્યાંથી આવી મળશે આપણી ચિન્તા પરમાત્મા રાખશે.

મેં કહ્યું: “ કયો પ્રસંગ બાકી છે તે કહુ ? એ પ્રસંગ ઉકેલવા માટે આપણી પાસે બસો ત્રણસો રૂપીઆ હોવાજ જોઇએ. એ પ્રસંગ કયે વખતે આવે એ કાઇ કહી શકાય નહિ...એ પ્રસંગ તે શીમંતનો પ્રસંગ ! ”

મારા પતિ આ સાંભળીને ચમકયા. મારા શબ્દો તેને યુક્ત લાગ્યા હશે કે નહિ તે તો હું કળી શકી નહિ. તેમણે મને જણાવ્યુ.

“ ગાંડીરે ગાડી ! આમ વલોપાત શાના કરે છે ? પરમાત્મા દાત આપે છે તેની સાથે ચાવવાનું પણ આપે છે. મિથ્યા ઉપાધિ રાખવી એ મૂર્ખતા છે પરમાત્મ શક્તિને જાણવામા અપૂર્ણતા છે. ”

“ પણ આવતી કાલ માટે ઘરમાં નથી તેનું શું ? ” મેં ઘણાજ દિલગીરી ભરેલા અવાજે કહ્યું.

“ હું હમણાજ બીજા સો રૂપિઆ ઉછીના લઇ આવીને તારા હાથમાં મુકું છું ! ”

એમ કહીને મારા પતી ઘર બહાર નિકળ્યા.

મને તેમની આવી વર્ત્તણુંકથી અત્યંત દુઃખ થતું હતું. આવી

રીતે ઉછીના રૂપિઆ લાવીને ગૃહ સંસાર કયા સુધી ચાલશે ? એવો વિચાર જ્યારે મારા અંતઃકરણમાં સ્ફુરતો ત્યારે મને ઘણુંજ વસમું લાગતું. પરન્તુ મારા પતિને ખોટું લાગે નહિ એ માટે હું તેમને કદી પણ ઉંચા સાદે કહેતીજ નહિ. ગમેતેમ થશે. પતિને જ્યારે દુઃખ આવશે ત્યારેજ મને દુઃખ આવશે ને ? આ પ્રમાણે હું મારા આત્માને સંતોષનો અનુભવ કરાવતી.

ઉછીના રૂપીઆ મળ્યા જતા હતા ને મારા પતિનો પ્રમાદ દિન પરદિન ઘણોજ વૃદ્ધિગત થતો જતો હતો. બીજેજ દિવસે સો રૂપિઆ લઈ આવ્યા પછી ઘણી વખત ઉછીના રૂપીઆ લઈ આવી મારા પતિ એમ મને આપેલા; ને મેં ગૃહસંસાર ઘણી કરકસરથી ચલાવવા માડ્યો.

થોડા મહીના એવી રીતે ઉછીની રકમમાથી અમે વીતાવ્યા. જ્યારથી ઉછીના રૂપીઆ આવવા માડયા, ત્યારથીજ મેં મારાપતિને કંઇપણ કામ કામ કરીને પૈસા પ્રાપ્ત કરવાનું કહેવા માંડયુ હતું એક પણ દિવસ એવો નજતો કે જે દિવસે મેં મારાપતિને સવિનય પ્રમાદ ત્યાગ કરવાની વિનતિ નકરી હોય તેમ એક દિવસ એવો પણ નથી ગયો કે જે દિવસે મારા પતિએ મારી સવિનય વિનતીને તિરસ્કારી ન કહાડી હોય.

પછી તો અમારા પર એકાએક આફત ટૂટી પડી. એક દિવસ મધ્યાહને મારા પતિ બહારથી ઉદાસિન મુદ્રાએ આવ્યા. મેં નિત્યના નિયમ અનુસાર સ્મિતનું સ્વાગત કર્યું; પરંતુ મારા પતિએ તે દિવસે પ્રતિસ્વાગત કર્યું નહિ. દરરોજ તો મારા પતિ મારા સ્મીતનું પ્રતિ સ્વાગત સ્મિતથીજ કરતા; અને એ દિવસે જ્યારે મેં એમની એવી

સ્થિતિ જોઈ ત્યારે મને ઊંડો આઘાત થયો. મેં બેસવાને આસન પાથરી આપ્યું; પણ મારા પતિ તો ગૃહમાં પ્રવેશતાંજ ઓટલા પર લમણે હાથ ટેકવી બેસી રહ્યા.

મેં પૂછ્યું: " નાથ ! આજે ઉદાસ કેમ છો ? "

તેમણે ઉત્તર આપવાને બદલે રડવા માંડ્યું. પતિની આંખમાંથી આંસુ ટપકતા જોઈને કઈ પત્નીનું હૈયું નહિ ચીરાય ? મારું હૈયું પતિની આંખમાં આંસુ જોઈને ચીરાઈ ગયું: મારી આંખમાં પણ આંસુ ઉભરાયા. મેં મારા પાલવ વતી રડતા વદને મારા પતિના આંસુ લુછવા માંડ્યા ને પૂછ્યું.

" નાથ ! આજે આમ રડો છો કેમ ? શું માથું દુઃખે છે ? દાબું ? " એમ કહીને મેં મારા હાથવડે મારા પતિનું મસ્તક દાબવા માંડ્યું. પછી મારા પતિ ઘણાજ ખિન્ન અવાજે બોલ્યા.

" માથું દુઃખતું નથી; પરન્તુ હૃદયની ઊંડાણમાં દુઃખ છે ! "

મેં કહ્યું: " તેમાં આંખમાં આંસુ શા માટે લાવવા ? મનુષ્ય ઉપર દુઃખ અને સુખ આવ્યાજ કરે છે. મને કહેશો તમને શું દુઃખ છે ? "

તેમણે જણાવ્યું " વ્હાલી ! તારા શબ્દોની કિંમત મને હવે બરાબર જણાઈ રહી છે. આવતી કાલે આપણને ભુખે મરવાનો વખત આવશે. મારા પાપમાં તારા જેવી એક સુંદર સુંદરીને ભુખના સંકષ્ટ તનથી પોતાની નવનીત સમાન દેહને ઓગાળી નાખવી પડે છે એ જાણતાં હવે મને દુઃખનો અનુભવ થાય છે. દળીના રૂપીઆ લેવા માટે આજે હું ઘણે ઘણે સ્થળે ભટક્યો; પરન્તુ મને એક પાઈ પણ મળી નથી. આવતી કાલનો દિવસ હવે આપણા માટે ભયંકર છે. પ્રિયે ! અનાજના પણ સાંસા પડશે. ખરેખર ! મારા જેવો હિણ

ભાગી પુરૂષ—પાપી કહું તોપણ ચાલે કોઇ નહિજ હશે તેં મને બહુ બહુ સમજાવ્યો પરન્તુ હું પ્રમાદાંધ કશું પણ સમજ્યો નહિ જો મેં પ્રમાદનો ત્યાગ કરી કંઇ પણ ઉદ્યમનો રસ્તો ગ્રહણ કર્યો હોત તો કેટલો આનંદ અનુભવત ! અત્યારે હવે ભીખ માગી ! જીવન નીભાવવા જેટલી દુઃખદ સ્થિતીમા સડોવાવા માટે મને પારાવાર પરિતાપ થાય છે. મારા પ્રમાદની પરાકાષ્ઠા થઇ. ઉછીના પૈસા લઇને દિવસો વિતાવવા પડયા, તથાપિ કામ કરવાની વૃત્તિ અંતસુધી પણ મારામા ઉપસ્થિત થઈ નહિ અફસોસ આવતી કાલથી આપણે રસ્તે રઝળતા ભીખારીની પેઠે રોટલાના ટુકડા ઉઘરાવનાર ભીખારી દંપતી બની જઇશુ

મારા પતિને હવે કૈંક સમજણ આવી એમ મને લાગ્યુ તેમના શબ્દોમા હૃદયપૂર્વકના પશ્ચાતાપનો ધ્વનિ હતો આટલું બોલતામાં તો તેમના જાણે કંઇ બગાઇ ગયા ને તેઓ મ્હોટેથી રડી પડયા.

મે તેમના અશ્રુ લુછ્યા ને આશ્વાસનના શબ્દો કહ્યા. બીજે દિવસે ખાવાનું અનાજ મળી શકે એમ હતુ નહિ; તો પણ પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખીને સુખ દુ:ખ સહન કરી આનંદમા રહેવા મેં પ્રાર્થના કરી.

પછી તો મારા પતિ કંઇપણ ઉદ્યમ કરવાના નિશ્ચયપર આવી ગયા. તેમના એવો દ્રઢનિશ્ચય જોઇને મારા આનંદનો પાર રહ્યો નહિ કહોડી દશારૂપી દૈત્યનાં જાલીમ જડબાને ચીરી નાખવાનું ઉધમનું શસ્ત્ર, મારા પતિના હાથમાં આવે એ પળ જોવાની મને તીવ્ર અભિલાષ હતી.

પરમાત્માએ મારી એ અભિલાષ તૃપ્ત કરી. બીજેજ દિવસે પચાસ રૂપિઆની નોકરીમા મારા પતિ દાખલ થઈ ગયા. જો કે નોકરી સખ્ત હતી; પરન્તુ તેવી સખ્ત નોકરી કર્યા સિવાય મારા

પતિનો છુટકો ન હતો. લાડ કોડમાં ઉછરેલાને કંઇ પણ કામ ન કરતાં શરીર સુંવાળું થઇ ગયલું હોવાથી નોકરીમાં તેમને સખ્ત પરિશ્રમ પડતો હતો.

ધીમે ધીમે સાનુકુળ ઉદ્યમ શોધી લેવાશે, મારા મનમા એ પ્રમાણે ધાટ આવતો હતો. પરન્તુ અમારા ઉપર કુદરતને કંઇ દાઝ હશે ને તેથી મારા પતીની તબીયત લથડી.

માદગી આવવાનું કારણ સતત્ ને સખ્ત પરિશ્રમ હતો. જ્યારે મારા પતિ માંદા પડ્યા; ત્યારે અમારા ઘરમા એક રાતી પાઇ પણ નહિ, તેમ ઘરમા એવી એક પણ વસ્તુ નહિ કે જે વેચીને તેના બે પૈસા મેળવી શકાય. એટલે મારા પતિને રોગથી પીડાતા અટકાવવા માટે મારે શું કરવું ? મારા પતી તો બેભાન દશાને પ્રાપ્ત હતા ને મારો જીવ ગળામા આવીને ભરાઇ ગયો હતો મને વિચાર આવ્યો કે પડોસીને ત્યાથી થોડા પૈસા ઉછીના લઇ આવું. તરત હું એક પડોસીને ઘર ગઇ. એ ઘરના એક વૃદ્ધ રહેતી હતી, તેને હું 'મા' કહેતી હતી. "મા ?" મે ઘણાજ દુખિત અવાજે કહ્યુ આજે તમારૂં થોડું કામ પડયું છે.

"મારૂં ?" ડોસીમા બોલ્યાઃ "કહે, બેટા સરોજ ! મારૂં શું કામ છે ?"

ડોસીમાના શબ્દોમા અત્યંત વ્હાલ હતું, મને લાગ્યું કે જરૂર ડોસીમા મને ઉછીના રૂપિઆ આપવા જેટલી દયા બતાવશે. પરન્તુ મારીએ માન્યતા ખોટી પડી. ડોસીમાએ મને એક પાઈ પણ આપવાની ચોકખી ના પાડી.

ત્યાંથી નિકળીને બીજા પાડોસીને ત્યાં ગઇ; એમ સઘળા

પાડોસીને ઘર જઇ આવી; પરન્તુ કોઇએ પણ મને એક પાઇ આપી નહિ.

આ બાજુ મારા પતિનો રોગ ઘટવાને બદલે વધ્યે જતો હતો. ઉપચાર માટે એક પાઇ પણ નહિ એવી સ્થીતીમાં મને આપઘાત કરવાનો વિચાર આવ્યો. પરન્તુ પાછળ મારા પતિની ચાકરી કોણ કરે ? એ વિચારથી આત્મહત્યાનું સાહસ માંડી વાળવાની મને ફરજ પડી.

અંતે મારા શરીર પરના કપડાને વેચવાનો મેં વિચાર કર્યો સાડી વેચતા તેના જે પૈસા આવ્યા તે પૈસામાથી એક પાઇનું પણ અનાજ ન લેતા ભૂખ્યા પેટે મેં મારા પતિની ચાકરી અને ઉપચાર માટે એ પૈસા ખર્ચ્યા. પત્નીનું છત્ર પતિ ગણાય છે. પતિના જીવનની પાછળ પત્ની પોતાનું જીવન ઓવારી નાખે એ સર્વથા સ્વાભાવિકજ છે.

ભગવાનને અંતે અમારા પર દયા આવી હોય તેમ મારા પતિની તબીયત સુધરતી ચાલી. મેં પરમાત્માનો પાડ માન્યો.

જ્યારે શરીર તદ્દન સુધરી ગયું જણાયું ત્યારે મારા પતીએ પુનઃ નોકરી શોધી કહાડી. એ નોંકરી સખ્ત હતી નહિ, એટલે પગાર પણ વધારે હતો નહિ. માત્ર પંદર રૂપીઆના પગારમાં અમારા બન્નેનું પોષણ ઘણીજ મુશ્કેલીએ ચાલવા લાગ્યું.

બહુ વખત મારા પતિએ મ્હોટી નોકરી શોધવાની તકલીફ ઉઠાવી, પરન્તુ ભાગ્યમા પંદર રૂપિઆ હોય ત્યાં વિશેષ ક્યાંથી આવે ?

આ વખતેજ મારા પતિને સમજાયું કે પિતાની હયાતીમાં કંઇ પણ ઉદ્યમ કર્યો હોત તો અત્યારે ઘણા સારા દરજ્જા પર હોત હોત પણ પરિતાપ પાછળથીજ થાય છે. જ્યારે સર્વે સાનુકુળ હોય છે,

ત્યારે માનવી મનુષ્યત્વને ભુલી જાય છે; પરંતુ જ્યારે વિધિ પલટે છે ત્યારે એ માનવી હાલતા ને ચાલતા સજ્જડ ઠોકરોજ ખાય છે. ને કાળા માથાના માનવીની આંખો એ વખતેજ ઉઘડી જાય છે.

મારા પતિના માટે પણ એમજ થયું. મારા સાસરા જીવતા હતા ત્યારે તેઓ મારા પતિને જરા પણ કામ કરવા આપતા નહિ, ને મારા પતિને એ લાડકોડમાં પ્રમાદ વશતા સ્વીકારીને અન્તે જ્યારે સંકષ્ટની કાળી વાદળીઓ જોરબંધ તૂટી પડી ત્યારેજ તેમણે ઉદ્યમના રસ્તે પ્રયાણ કરવાનું યુક્ત માન્યું.

પંદર રૂપીઆમાંથી ગુજરાન મહા મુશીબતે ચાલતું ત્યા કંઇ પણ રકમ અમારી પાસે બચે શી રીતે?

વળી એક કષ્ટની વાદળી અમારી ઉપર ઝઝુમી, એ વાદળીમા પાણી અમૃત જેવા મીઠાં ભરેલા હતા એમ તો ખરૂંજ.

તે શું? સીમંતનો પ્રસંગ. હિન્દુ સંસારની કુરૂઢિને માન આપીને એ પ્રસંગે પાચશો જેટલી મ્હોટી રકમ જમણવારમાં ઉડાડી નાખવી જોઈએજ. જેમ પિતાનું તેરમું જવા ન દેવાય તેમ સીમંતનો પ્રસંગ પણ ન જવા દેવાય, હિન્દુ સંસારના ગૃહે ગૃહે આવી દૃઢ માન્યતા છે. મારા પતિ પાસે પાચસોની રકમ તો શું પરન્તુ પાંચ રૂપીઆ પણ ન હતા; એટલે તેઓ વળી ચિન્તાની આગમાં પોતાના દેહને પ્રજાળવા લાગ્યા.

મેં તેમની ચિન્તા દુર કરવા કહ્યું: "કુરૂઢિના ભોગ થવાની આપણને કાંઈ જરૂર નથી. પ્રતિષ્ઠાના પુતળાઓ ભલે એવા અનિષ્ઠ રિવાજોને પોષે. આપણે તેમ વર્તવાની જરૂર નથી. એમ કરવાથી નાતજાત નિંદશે; પણ તેથી આપણે ડરવાનું નથી. આપણી પાસે પૈસા નથી, તેમ કોઇ આપણને ધીરે તેમ પણ નથી એવા સંયોગોમાં

નાહક ચિન્તામા દહન થવું એ મુર્ખતા છે. સમાજના અનિષ્ટ રિવાજો માણસને હેવાન થવાની ફરજ પાડે એવા છે. આપણે એવા રિવાજો સ્હામે બંડ ઉઠાવવું જોઇએ. વળી આપણી પાસે પેસા પણ નથી. જેથી આપણે બંડ નહિ ઉઠાવીએ તો શું કરીશું ? પૈસા ક્યાંથી ઉડાવીશું ? ''

મારા પતિ પણ મારા જેવાજ વિચારના હતા. હિન્દુ સંસારના ખરાબ રિવાજો તેમને પસંદ ન હતા. પરંતુ જેમ પિતાનું કારજ તેમણે કર્યું, તેમ સીમંતનો પુણ્ય પ્રસંગ પણ સારી રીતે ઉજવવોજ જોઇએ એમ તેઓ અનિચ્છા છતા ખિન્ન હૃદયે સ્વીકારવાનો વિચાર કરતા. કારણકે જ્ઞાતિની નિંદાનો તેમને ડર હતો

મેં તો બહાદુર બનીને એવા દુષ્ટ રિવાજો સ્હામે થવા ખૂબ ઉશ્કેર્યા, ને તેનું પરિણામ એ આવ્યું કે મારા પતિએ પોતાનો વિચાર બદલાવ્યો. શક્તિ નહિ હોવા છતાં ગમે તેમ કરીને પણ મિષ્ટાન્નમા પાણીની પેઠે પૈસા વાપરીને પ્રતિષ્ઠા જાળવવાના તેમના વિચારો ઉડી ગયા. તેમના આ વિચાર પરિવર્તનું કારણ ગમે તે હો. મારી ઉશ્કેરણીનું કારણ હોય કે અશક્તિનું કારણ હોય.

પરન્તુ તેથી લાભ એ થયો કે મારા પતિનું શરીર ચિંતામા દહન થતું અટક્યું.

સીમંતનો પ્રસંગ અમે જવા દીધો ને અમારા માટે જ્યા ત્યાં વાતો થવા માડી કે. “ બાપ મરી ગયો ને દીકરો વંઠી ગયો. ”

મારા પતિ માટે ઘણાં ખરાબ શબ્દો બોલાવા માંડ્યા, જે મારા માટે અસહ્ય હતા, પરન્તુ મુંગે મ્હોંએ હું તે સાભળી રહેતી.

પણ નિંદાની વાતો. થોડો વખત ચાલીને પછી શાંત થઈ ગઇ. મને પુત્ર પ્રસવ થયો.

આટલી હકીકત નિવેદન કર્યા પછી હવે એક કારણ પ્રસંગ કહેવા બાકી છે તે સાંભળો.

મારા પુત્ર સુમનની વય ચાર વરસની થઇ ને તે બોલતાં શીખ્યો પાડોશના છોકરાઓ સાથે તે રમવા લાગ્યો. કોઇની પાસે રમકડું જુએને એવું રમકડું પોતે મેળવવા લાગ્યો. રમકડાની કીંમત કાંઇ વધુ નહિ એટલે મારા પતિ સુમનની માગણી સંતોષી શકતા હતા. પરંતુ એક દિવસ સુમનનો મિત્ર ગુલાબ તેના પિતાની સાથે મોટરમાં બેસીને ફરવા ગયો તે જોઇને સુમને ઘેર આવીને મોટરની હઠ લીધી. અમે સુમનને ઘણુંએ સમજાવ્યો પરન્તુ બાલ હઠ પ્રમાણે તેણે પોતાની હઠ છોડી નહિ. પુત્રની માગણી ન સંતોષી શકવા બદલ મારા પતિ ઘણુંજ દુઃખ પામ્યા. મને તે ન ગમ્યું. જ્યારે મનને ખૂબ સમજાવીને સમજાવીને હું થાકી છતાંય તેણે ન માન્યું ત્યારે મારા પતિને દુઃખી થતા જોઇ મેં ભયંકર માર્ગ ગ્રહણ કર્યો. સુમનને લઇ હું નદી કિનારે આવીને મેં...હા...ય ? મારા એ એકના એક એ સુમન જેવા પુત્રને ગળચી દાબીને પાણીમાં ડુબાડી દીધો.

સુમનની હત્યા કરીને હું ગામમાં પાછી ફરી. વાત આખા ગામમાં જાહેર થઇ ગઇ. ને મને કોણ જાણે ક્યાંથી ઘેલછા લાગુ પડી. આથી લોકોએ મને દિવાની કહેવા માંડી.

આખરે પુત્રની હત્યાનું પાપ ધોવાને દિવાની સંબોધન ન સાંભળવા મેં નદીમા પડતુ મુક્યું ને ત્યાંથી આપે મને બચાવી

દયાળુ દેવ ! આ દિવાનીની કથા આ પ્રમાણે છે.





## પ્રકરણ ત્રીજું.

### સતીને સહાય.



શાંતિલાલ અને જીવનલાલની સમક્ષ સરોજ ગૌરીએ પોતાની કથા ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે નિવેદન કરી સરોજની કથા સાંભળીને એ ઉભયને કમ્પારી વછૂટી. સરોજ જેવી. સુકોમળ સુંદરી આવા દારૂણ દુઃખ દૈત્યના સકંજામાં સપડાઈ એ માટે વિધાતાના ન્યાયને તેમણે હડહડતો અન્યાય માન્યો.

જીવનલાલ દીવાનીની કથા સાંભળીને પછી બોલ્યો.

" સરોજ ! તમારી કથા સાંભળીને મને બહુજ દુઃખ થાય છે. તમારા જેવી દેવ દુહિતા જેવી પ્રમાદાપર પરમાત્માએ શામાટે આવા દુઃખો વરસાવ્યા હશે તેની મને સમજ પડતીનથી. પરંતુ ઉન્માદમાં તમે ઘણુંજ ખરાબ કામ કરી નાખ્યુ છે એમતો મારે કહેવુંજ પડશે ગમે તેમ હતું, તમારા પતિને દુઃખ થતું હતું. પણ તેથી એક ના એક પુત્રને મારી નાખવાનું પાપ કસાઇ પણ કરી શકે નહિ એવું ભયંકર પાપ તમે તમારા હાથે કરીને તમારા કપાળમાં ' પાપિણી ' પદ અંકિત કર્યું છે. પરંતુ તેથી પશ્ચાતાપ ખોટીરીતે થવો જોઈએ નાહ. લોકો દીવાની કહે તેથી શું તમારે ડરવાનું હોય? લોકો હલ્યો

દુઃખી હોય, પરંતુ તમારા જેવી ગૃહિણી દેવીનાં હૃદય સમુદ્ર સદશ ગંભીર અને મહા ઉદાર હોવા જોઇએ.

આ સાંભળીને સરોજ બોલી. તેના અવાજમાં દુઃખોન્માદ હતો

" મારા પુત્ર સુમનનું મ્હો હવે હું કયારે ભાળીશ ! સુમન ! સુમન ! આવ ! જ્યાં હો ત્યાંથી આવ. આજે હું તારા માટે ઝુરી મરૂં છું. ખોળા પાથરૂં છું, વિનવું છું, મ્હારા નંદનવન ! તું એકવાર આવ હસતો હસતો આવ. તારા ગાલપર મને એકાદ ચુંબન–વાત્સલ્ય ભર્યું ચુંબન લેવા દે. મને માફ કર. મારા ભયંકર પાપને માફકર જનેતા જાણીને માફકર. "

જીવનલાલે જાણ્યું કે અત્યારે સરોજ ઉન્માદ વશ થઇ ગઇ છે. તેથી તેને આરામ આપવાની તેણે જરૂર જોઇ તે બોલ્યો:

" સરોજ ! એમ ઉન્માદ કરો નહિ. તમારી તબીયત તેમ કરવાથી બગડવા માંડશે માટે આરામ કરો નિદ્રા દેવીનું આરાધન કરો. "

સરોજે એક ઉષ્ણ નિઃશ્વાસ મૂકયો તે બોલી.

" હું કયા સુખે નિદ્રાનું આરાધાન કરૂં ? નિદ્રાની ઉપાસના સુખીયા લોકોજ કરી શકે. મારા જેવી હતભાગિનીથી નિદ્રા નવગજ દૂર નાસતી ફરેતો શું ખોટું ગણાય ? "

" નિદ્રા દેવી ઉદાર છે. સુખી કે દુઃખી, જે તેનું સ્મરણ કરે છે તેને તે મહાદેવી પોતાની કૃપાનો પ્રસાદ જરૂર આપે છે. માટે હાલ તો શાંત થાઓ થોડી નિદ્રા લીધા પછી જાગ્રત થશો ત્યારે શરીરમાં કંઈ અજબ ચેતન પ્રસરશે. જો નિદ્રા લેશો નહિતો તમારો ઉન્માદ ઘેલછાના સ્વરૂપમાં બદલી જશે. માટે આરામ મેળવો સરોજને જુદી રૂમમાં શયન કરવાની જીવનલાલે ગોઠવણ કરી આપી. સરોજ

પોતાના પુત્રને સંભારતી અશ્રુ ખેરવતી પથરીમા પડી. ઘણી પળો સુધી તે પથારીમાં તરફડતીજ રહી. થોડીવારે એ હતભાગીની ઉપર નિદ્રાદેવીએ પોતાનું અધિપત્ય પ્રસરાવવાની ઉદારતા બતાવી દીધી.

આખા જગત્ ઉપર નિદ્રાદેવીએ પોતાનુ અધિપત્ય પ્રસરાવી દીધું હતું. સારૂં વિશ્વ રાત્રિના ભીષણ અંધકાર અબ્ધિમા ઝોલા ખાતું હતું. આકાશ સ્વચ્છ હતું રજનીકાન્ત કોઇ દીવ્ય રસ સાગરમાં ડૂબી ગયો હોઇ ગગના ગણે તે ગેરહાજર હતેઃ તેની ગેરહાજરી જગતને જણાય નહિ એ માટે તારલાઓ મથતા જણાતા હતા પરંતુ અંધકારના પટો તેમની ઝીણી જ્યોત ચિરી શકતી નહતી

પવનની ગતિપણ મંદ હતી. નિઃસ્તબ્ધતા કિંવા નિઃશબ્દતાનો સર્વત્ર અધિકાર જામી રહ્યા હતો.

સરોજ નિદ્રાના ઘેનમા ક્ષણભર પોતાનું સઘળું દુઃખ ભૂલી ગઇ હતી.

આ બાજુ જીવનલાલ પણ ગાઢ નિદ્રાને આધિન થઇ ગયો હતો.

ને હા એક વ્યક્તિ જાગતિ પથારીમા તરફડતી હતી ખરી તે કોણ?

પ્રિયવાચકો ! તે અન્ય કોઇ નહિ, પરંતુ શાંતિલાલ હતો. તેને શાકારણથી નિદ્રા આવતી ન હતી તે કોઇએ જાણ્યું નથી.

પ્રકૃતિના નિયમાનુસાર અંધકાર અદૃષ્ય થયો. ગગના ગણેદીનકર દેવી ઉદિત થયાને પ્રભાતનો પુણ્ય પ્રકાશ પૃથ્વીના પટ પર વિસ્તરી રહ્યો. રાત્રિ રાણીએ પોતાનું મ્હો છુપાવ્યું; અંધકારના વાદળ ચીરાઇ ગયા. આખું વિશ્વ ચેતનવંતુ બન્યું. સરોજ પણ નિદ્રા મુક્ત થઇ પથારીમાં બેસી રહી.

સરોજ હવે જાણી શકી કે પોતે એક આબરૂદાર ગૃહસ્થના ઘરમાં આવી છે. રાત્રિના વખતે તે કાંઇ જોઇ શકી ન હતી; સ્હવાર

થતાં ગૃહની અંદરની વસ્તુઓ જોતાં તેને ખાત્રી થઈ કે પોતે એકાદ કોઇ શયતાનના સદનમા સપડાઇ નથી. તે પથારીમાં બેઠી બેઠી દુઃખ શોકના સમુદ્રમાં ઝોલા ખાતી હતી, ત્યાં જીવનલાલ આવ્યો. તેણે સરોજને આશ્વાસન આપ્યું. જીવનલાલના મનુષ્યત્વ તરફ સરોજને માન આવ્યું.

આ તરફ શાંતિલાલની દશા શું હતી? તેની વૃત્તિમા વિકાર ભજ્યો હતો. સરોજના સૌન્દર્યે તેને મોહાધ કરી નાખ્યો હતો, તેની સઘળી મનોવૃત્તિ નિરંકુશ બની જતી હતી. સરોજને આ બીનાની ખબર પડી ન હતી.

સરોજ થોડા દિવસ રહીને પછી તેણે પોતાના પતિ પાસે પહોંચાડી આપવાની જીવનલાલને વિનતી કરી. જીવનલાલે એ વિનતિ કબુલ રાખી ને બીજેજ દિવસે સારંગપુર તરફ પ્રયાણ કરી જવાનું નિશ્ચિત થયું.

શાંતિલાલે કાવત્રું રચવાનો વિચાર કર્યો. તેણે જીવનલાલને કહ્યું "જીવનલાલ! સરોજને સાથે તેડીને જવા કરતા તું એકલો સારંગપુર જા. અને સરોજના પતિને અહિં તેડી લાવ. તેમની મ્હેમાનગીરી કરવાનો લાભ આપણે લેવો જોઇએ."

શાંતિલાલનો આમ કહેવાનો શો હેતુ હતો તે વાચકો સારી રીતે સ્હમજી શક્યા હશે. સરોજ ને જીવનલાલ ને શાતિલાલની આ સલાહ સારી લાગી. ને જીવનલાલ બીજે દિવસે સારંગપુર તરફ પ્રયાણ કરી ગયો.

શાંતિલાલ અને જીવનલાલ ઉભય સહોદર બંધુ હતા. શાતિલાલ વડીલ અને જીવનલાલ કનિષ્ટ હતો, તેમના માતપિતા ન્હાનપણમાંજ મૃત્યુ પામી ગયા હતા. આપ કમાઇ ઉભય સારી જાહોજલાલી સંપા-

ર્ન કરી શક્યા; પરંતુ અદ્યાપિ પર્યંત તેઓના લગ્ન થઇ શક્યાં નહિ. તેનું કારણ ગમે તેમ હોય. અત્રે તે વિષય ચર્ચવાની કશીજ અગત્ય જણાતી નથી.

જીવનલાલના ગયા પછી શાંતિલાલ અને સરોજ સિવાય ગૃહમાં કોઇ રહ્યું નહિ. શાંતિલાલની વચ્ચમા વિકાર હતો, તેની સરોજને ખબર પડી નહિ.

" સરોજ ! " જમીને શાંતિલાલે સરોજને પોતાની પાસે બોલાવીને કહ્યું " સરોજ ! તારા ઓ......"

શાંતિલાલની જીભ ચાલી નાહ. બોલવું હતું તે બોલાયું નહિ. સરોજ આટલા પરથી કંઇપણ વ્હેમમા પડી નહિ. નિર્દોષ હૃદયો આખા વિશ્વનાં માનવ હૃદયોને નિર્દોષજ જુએ છે.

શાંતિલાલને બોલતો બંધ થયેલો જોઇ સરોજ બોલી:

" કેમ અટકી ગયા ? શું કહેવા માગો છો ? "

એકાંત હતી. ગૃહમા કોઇ હતું નહિ. શાંતિલાલે હિમ્મત લાવીને જે વાક્ય બોલવાનું હતું તે કહી બતાવ્યું.

" સરોજ ! તારા ઓ...ષ્ટો જરૂર કોઇનું ભાન ભૂલાવે !"

સરોજ ચમકી. તેનો જીવ મુઝવણમા આવી ગયો. પોતાના આશ્રય દાતાની વૃત્તિ વિકારશીલ થયેલી જોઇને તેના જાણે કે હોસ કોસ ઉડી ગયા. શિયળ સાચવવા માટે હવે શું કરવું ? આ એકજ તેનું ધ્યેય થઇ પડ્યું.

સરોજને મૌન જોઇને શાંતિલાલ પુનઃ એનું એજ વાક્ય બોલ્યો.

" સરોજ ! હું ખરૂં બોલ્યોને ? તારા ઓ...ષ્ટો જરૂર કોઇનું ભાન ભૂલાવે ! "

"આશ્રયદાતા !" સરોજ બોલી: "મારા ઓષ્ઠો મારા સ્વામિના માટે છે."

શાંતિલાલ સ્હેજ હસ્યો. તેનું હાસ્ય 'હ-હ.'થી વધુ ભયંકર હતું. તે બોલ્યો.

"સરોજ ! તારા સૌન્દર્યે મને અત્યંત ઘેલો બનાવ્યો છું. આજ સુધી મેં તને મારી સ્થીતિ જણાવી નથી. આજે વૃત્તિઓ નિરંકુશ બની જતા મેં મારી મનઃદશા તને જણાવી. સરોજ ? હું તારા સૌન્દર્ય રસનો તરસ્યો બન્યો છું. મ્હારી એ તૃષા છીપશે કે ?"

"કેવી અધમ તૃષા !" સરોજે ઉદ્‌ગાર કાઢ્યો.

"અધમ હો કે ઉત્તમ હો !–" શાંતિલાલ બોલ્યો. "મ્હારી એ તૃષા તારે જરૂર તૃપ્ત કરવી પડશે."

"આશ્રયદાતા બનીને આમ કુદૃષ્ટિ કરવી એ તમને શોભે ? ક્ષણભંગુર તે સૌન્દર્ય જે તમને પાપના પંથે પ્રેરવા ઉશ્કેરે છે તે સૌન્દર્ય વાસ્તવિક સૌન્દર્ય નથી. પાચ-પરૂ-લોહી-હાડકાં અને ચામડીના બનેલા દેહમાં આટલી આસક્તિ શી ?"

સરોજ બોલી.

"સરોજ !" શાંતિલાલ મ્હોં મરડીને બોલ્યો: "મ્હારે તારી એવી ફિલસુફી સાંભળવી નથી. તારા સૌન્દર્ય અમિ રસનું પાન મને કરવા દે. પરિપક્વ થયેલી દ્રાક્ષમાંથી નિર્ઝરતા રસના માધુર્ય કરતા અધિક મીઠાશ તારા લાવણ્યમા છે. તારા વદન સુધાકરનું તેજ મને આકર્ષે છે."

"તમે મારા ધર્મના પિતા સમાન છો." સરોજ બોલી.

"ચૂપ." શાંતિલાલ જરા કડક થયો. "ચૂપ રહે. સરોજ ! તને ખબર છે કે હું ધારેલું કામ પાર પાડવાની મને ટેવ છે. તું

ગમે તેમ કરીશ તો પણ હું તને આજે છોડનાર નથી. તારા માધુર્ય ભર્યા અધરને ચુમવાની આતુરતાની આગમા હવે હું મિનિટ માત્ર પણ દાઝનાર નથી. વિના કારણ વિરોધ ન કર. મારી મન ! દશા પ્રમાણે હું વર્તીશ ને આજે હું મારી ધારણા અવશ્ય બર લાવીશ."

સરોજના સુંદર શરીરપર શ્યામતા છવાઇ ગઇ. વદન ચંદ્રનું તેજ ઉડી ગયુ. શિયળ રક્ષાનો ભાર તેણે પરમાત્મા પર મૂકયો.

શાંતિલાલના શબ્દો તેને મહા ભયંકર લાગ્યા. એ કામાધ પોતાની ઉપર બલાત્કાર કરશે એમ તને લાગ્યું ! જીવન કલકિંત થાય ત્યાર પહેલા જીભ કરડીને કેમ આપઘાત ન કરવો ? સરોજની મુખાકૃતિ ઉપર કાલિમાનું જોર જામ્યુ

સરોજ મહા પ્રયત્ને બોલી.

"પિતા સમાન આશ્રય દાતા ! અનાચારના આવ્હાન ન કરો. વૃત્તિને નિર્વિકારી બનાવો. હું તમારી પુત્રી ગણાઉં. પિતા પુત્રી ઉપર કુદષ્ટિ કરી શકે !"

"સરોજ ! એક વખત કહેવામાં સ્હમજી જા. હું તારો એક પણ વિરોધનો શબ્દ સાભળવા માગતો નથી. મારી મરજીને સ્વીકારી મને રસલ્હાવ લેવા દે."

"અહો ! આ શું બોલી રહ્યા છો ?" સરોજ ઘણાં દુઃખદ અવાજે બોલી.

"કામાધ જનોની શું સ્થીતિ થઇ છે તેનો ખ્યાલ છે ?
કામાધ થઇને રાવણે કંઇ સારતો કાઢયો નહિ,
થયો નાશ લંક સ્વજન સહિત દુર્જન લેખાયો જગ મંહી;
કીચો કીચક સૌ ભ્રાત સાથે મોતને શરણે ગયો,

લાખો જનોનો નાશ ઝેરી કામને માટે થયો.
મતિમંદ ! છો નંદ ફંદ ખોટા ખ્યાલ કર ઉરમા જરી,
છે ચાર દિનની જીંદગી આખર જવાનું છે મરી;
લે જ્ઞાનના જપની મદદ અગ્નિ બુઝાવ અનંગ તો,
કર સફળ જીવન ભજનથી લે લ્હાવ સાધુ સંગનો. ”

સરોજની ઉપદેશની લીટીઓ પૂર્ણ થઇ. પરંતુ કામાંધને તેની કંઇ પણ અસર થવા પામી નહિ. તે બોલ્યો.

“ સાધુ સંગના લ્હાવાની મને કંઇજ જરૂર નથી. તારા ગુલાબી ગાલ ઉપર ઉભરાતી લાલીમાથી મ્હારા ઓષ્ટો રંગાય, તારા અમી ભર્યા અધરરસનું પાન થાય, એ અમૃત લ્હાવની મને જરૂર છે. ”

“ એ લ્હાવ અમૃત છે ? ” સરોજ બોલી:” એ અમૃત લાવ નહિ પરન્તુ હળાહળ વિષ લ્હાવ છે. શા માટે હાથે કરીને અમુલ્ય માનવ જીવનની પાયમાલી વ્હોરી લ્યો છો ? ”

શાન્તિલાલની વૃત્તિ અત્યંત ઉતેજીત થઇ ગઇ. તેના હાથ સરોજના શરીરને પોતાના પાશમા ભીડવા અધિર બન્યા ને તેણે સરોજ તરફ પોતાના પાપી પગલા ભર્યા.

સરોજ પાછી ખસી. ને શાંતિલાલને પોતાની તરફ આવતો અટકાવવાના ઉદેશે બોલી:

“ ખબરદાર ? મારા તરફ હવે એક પણ ડગલું ભર્યું છે તો ?”
“ તને ખબરતો હશેજ કે તું અહિં એકલીજ છે ?”
શાંતિલાલે જણાવ્યું.
“ એટલે ?” સરોજની આંખમાં સ્હેજ લલ્લાશ આવી.

“ એટલે શું ? ” શાંતીલાલ બોલ્યો: “ મારી ધારણા હું જરૂર પુરી કરીશ. માટે બધી હઠ છોડી દે. હું તને પ્રેમપૂર્વક ચાહું

છું. તું પણ મને પ્રેમથી ચાહવાની શરૂઆત કર. આપણાં હૃદયો પ્રેમની ગાંઠથી બંધાય........."

શાંતિલાલને બોલતો અટકાવીને વચ્ચેજ સરોજ બોલી:

" પ્રેમ પ્રેમ શું બોલો છો ? પવિત્ર પ્રેમ અને પાપી પ્રેમમાં બહુજ ફેર છે.

પાપી પ્રેમ રીબાવી રીબાવી મારનાર હળાહળ ઝેર છે. "

" આમ ક્યા સુધી ટક ટક ચાલશે ?" શાતિલાલ કંટાળીને બોલ્યો.

" પાપના પ્રવાહમા ન ઘસડાઓ ! " સરોજ બોલી: " પરત્માના પવિત્ર દરબારમા જવા માટે પુણ્ય વૃતિ સેવો."

"મને લાગે છે કે મારે બલાત્કાર કરવોજ પડશે. " શાંતિલાલે બલાત્કારની ટકોર મારી.

" બલાત્કાર ? " સરોજ હવે ક્રોધિત થઇ ગઇ: " બલાત્કાર ? આ દેહ ઉપર બલાત્કાર કરવાનો તમને શો છે અધિકાર ? "

" શા માટે કરે છે મ્હારી મનેચ્છાનો તિરસ્કાર ? " શાંતિલાલ બોલ્યો. "

"તમારી મનેચ્છામા છે પાપનો ચિત્કાર !" સરોજે ઉત્તર વાળ્યો.

"પાપ અને પુણ્યનો છે વૃથા વિચાર ! " શાંતિલાલ બોલ્યો. ને પછી તેણે સરોજ તરફ પગલા ભરવા માંડ્યા. સરોજ પાછી પાછી હટતી ગઈ; ને વિકાળ વાઘણ જેવી ઘુરકીને બોલી ઉઠી.

" ત્યાંજ રહેજો એકપણ ડગલું મારા તરફ ભર્યું છે તો જાણજો કે........."

" શું ? " શાન્તિલાલ હસીને વચમાં બોલ્યો.

" તો જાણજો કે એમાંથી એકનું મ્હોત નિપજશે. "

સરોજના શબ્દો સાંભળીને શાતિલાલ સ્થિર થઇ ગયો. તે એકપણ ડગલું હવે સરોજ તરફ ભરી શકયો નહિ. તે બોલ્યો.

" સરોજ ! શા માટે આમ કુપિત થાય છે ? તારા ઘરની ગરીબીનો વિચાર કર. તને કેટલી પીડા છે ? જો મારી સાથે સ્નેહ સંબંધ રાખીશ તો હું તને અઢળક ધન આપીશ. "

" વાહ ! વાહ " સરોજનો ક્રોધ ચાલ્યો ગયો ને તેને ઠેકાણે હાસ્ય વિલસ્યું.

" વાહ ! ધનની લાલચથી સતિ સ્ત્રી કદી પણ પોતાનું શિયળ વેચશે એમ તમે માનો છો ? પવિત્રતાનું લીલામ કરીને મોજ શોખ માણનારી વેશ્યા કહેવાય છે. સરોજ તો એક સતિ સ્ત્રી છે. શિયળ એ તેનું જીવન છે. ચૌદ ચોકડીનું રાજ્ય ચરણે સમર્પણ થાય તોય સરોજ સતિ શું પોતાનું અમુલ્ય શિયળ ગુમાવશે. ? વ્યર્થ વિકાર વિચારને ભાગીદો. પાપના પોથાં શા માટે ભરો છો ? "

" જોઉં છું કે તું તારૂં શિયળ મારા હાથોવડે લુંટાવા આપે છે કે નહિ ! "

એટલું બોલીને એ કામાંધ શાતિલાલ સરોજ તરફ ધસ્યો. સરોજ પાછળ પાછળ ખસતી ગઇ. પરંતુ આખરે શાંતિલાલે તેનો એક હાથ પોતાના હાથમાં પકડયો ને હસી પડયો. તે હસતા હસતા બોલ્યો.

" સરોજ. હું તારો ચેલો છું. ગુરૂ પદ્દીને ગુમાવ નહિ. "

" આવા નિતિ વિરૂદ્ધ વાકયો શું વદો છો ? " સરોજ બોલી ને પોતાનો હાથ કામીના હાથમાંથી છોડવવા લાગી. પણ શાંતિલાલે જરાપણ મચક આપી નહિ.

સરોજને હાથ છોડવવાની ચેષ્ટા કરતી જોઇ, શાંતલાલે સ-

રોજનો બીજો હાથ પણ પકડયો ને પછી તેણે ચુંબન કરવાની ચેષ્ટા કરવા માંડી.

સરોજનો આ વખતે કેવો દેખાવ હતો ? બન્ને હાથ, કામી નરના હાથમાં મજબુત પકડાયલા તે છોડાવવા તે આંચકા મારતી હતી, ને આંચકાના જોરમાં તે મસ્તક ફેરવતી હતી, ને તેથી કેશ રાશિનો બંધ છુટી ગયો હોઇ; દેવી જેવી દીસતી હતી.

ત્યારે શાંતિલાલ ? પાપની પ્રતિમા જેવો એ દેવીના દેહને ભ્રષ્ટ કરવાની અણીપર આવી ગયો હતો.

મરણીયા માનવના શરીરમાં જેમ ઝનૂન વર્ણનાતીત પ્રવેશે છે, તેમ સરોજના શરીરમાં અદશ્ય ઝનૂતબળ પ્રવેશ્યું; ને તેણે જોરથી બન્ને હાથમાં આચકા માર્યા. કામી કુત્તરાના કરપાશથી સરોજ મુક્ત થઇ ગઇને દોડતી કમાટ પાછળ ભરાઇ ગઇ.

શાતિલાલ છેડાયો. તેની મુખમુદ્રા લાલચોળ બની ગઇ. સરોજને પકડવાને ધસ્યો. સરોજનો હાથ તેણે પુનઃ પકડયો; પણ સરોજે જોરથી પોતાનો હાથ છોડાવ્યો દુર ખસી ગઇ. આ રકઝકમાં કમાટ આડો પડી ગયો.

ને ત્યાં શું ચમત્કાર બન્યો ? કમાટ નીચેથી એક ભયંકર કાળો નાગ નિકળ્યો ને તેણે શાંતિલાલના પગમા કાતિલ ડંશ દીધો.

નાગ મહા વિકાળ હતો. સતિનું શિયળ ન લુંટાય એટલા માટેજ જાણે તે કેમ પ્રકટ થયો હોય તેમ સરોજને લાગ્યું. તેણે ઇશ્વરનો પાડ માન્યો.

ડંશની સાથેજ શાતિલાલ પૃથ્વીપર પટકાઈ પડયો. પાચ મિનિટ માં એ પાપી પુરૂષના પાપીપ્રાણ તેના પાપી ખોળીયામાં ઉડીને અદ્રશ્ય પંથે ચાલ્યા ગયા.



## પ્રકરણ ચોથું.

### "નોકરી છોડી દીધી!"

"વ્યાપારે લક્ષ્મીનો વાસ."



મ ણિપુરથી સારંગપુર કંઇ દુર હતું નહિ. જીવનલાલ તેજ દિવસે સાંજે સારંગપુર પહોચી ગયો.

સરોજના પતિનું નામ લક્ષ્મીદાસ હતું. લક્ષ્મીદાસનું ઘર પુછીને જીવનલાલે તેનું ઘર શોધી કાઢ્યુ. લક્ષ્મીદાસ આ વખતે સરોજ જેવી સુકોમળ પત્નીના એકાએક ગુમ થઇ જવાના કારણે અનહદ શોક સંતાપની ભડભડતી પ્રચંડ આગમાં બળતો લમણે હાથ ટેકવીને ઉદાસિન મુખ મુદ્રાએ બેઠો હતો. જીવનલાલે ગૃહમાં પ્રવેશ કરતાંની સાથે કહ્યું.

"લક્ષ્મીદાસનુ ઘર આજ કે?"

"હા." લક્ષ્મીદાસ ઉભો થયોને સામે જઇને બોલ્યો:" આ લક્ષ્મીદાસનું ઘર હું પોતેજ લક્ષ્મીદાસ પધારો, શું કામ છે?"

જીવનલાલ અંદર ગયો. લક્ષ્મીદાસે શેતરંજી પાથરી. જીવનલાલ અને લક્ષ્મીદાસ ઉભય શેતરંજી પર બેઠા.

લક્ષ્મીદાસની મુદ્રા શોકથી લેવાઇ ગએલી હતી; ને જોઇને જીવનલાલ બોલ્યો.

" લક્ષ્મીદાસ ભાઇ ! આટલા ઉદાસ કેમ જણાઓ છો ?"

જીવનલાલના આ પ્રશ્નથી લક્ષ્મીદાસને દુઃખશોકનું સ્મરણ થઇ આવ્યું. તેની આંખમા ઝળઝળીયા આવેલા જીવનલાલે જોયા.

જીવનલાલ લક્ષ્મીદાસનું દુઃખ કળી ગયો. સરોજના ગુમ થવાના કારણે તેનો પતિ રડે છે એમ જીવનલાલને લાગ્યું.

લક્ષ્મીદાસનો ચ્હેરો અને તેનો બાંધો જોઈ જીવનલાલે તેની પ્રમાદ વશતા શાકારણને આભારી હશે તે જાણવા પ્રયાસ કર્યો. સરોજના કહેવા પ્રમાણે તેણે જાણી લીધું કે માતા પિતાના લાડ-કોડમાં તેનું જીવન પ્રમાદવશ બની ગયું હોવું જોઇએ.

" શું કહું ભાઇ ?" રડતા અવાજે લક્ષ્મીદાસ બોલ્યો: " મારી પત્ની એકાએક કોણ જાણે કયાં ગુમ થઇ ગઈ છે. લોકોમા એના માટે ઘણી ખરાબ વાતો ચર્ચાય છે. મને પણ શંકા જાય છે કે રખેને તે કોઇ બદમાશની સાથે ચાલી ગઇ હોય !"

જીવનલાલ બોલ્યો:

" લક્ષ્મીદાસભાઇ ! દિલગીર ન થાઓ સરોજ સતિ સ્ત્રી છે. તેના માટે ખરાબ શંકા લાવશોજ નહિ."

જીવનલાલના આ શબ્દો સાંભળીને લક્ષ્મીદાસ ચમકયો. સરોજ નો તે કોઇ સગો હશે કે શું ?

" ભાઇ ! તમારૂં નામ ? કયાના રહીશ છો ?"

" ભાઇ ! મારૂં નામ જીવનલાલ હું મણિપુરનો રહીશ છું"

જીવનલાલે એ પ્રમાણે ઉત્તર વાળ્યો.

" મારી પત્નિને તમે ઓળખો છો ! તેનું નામ કયાંથી જાણ્યું ?"

" સરોજે મને પોતાનો પરિચય આપ્યો છે." જીવનલાલે જણાવ્યું.

"હેં !" લક્ષ્મીદાસ આશ્ચર્ય પામ્યો. "શું મારી પત્ની સરોજે પોતાનો પરિચય તમને આપ્યો છે. !"

"હા." જીવનલાલે ઉત્તર આપ્યો.

"સરોજ કયાં છે? કહો કહો તેના વિષે તમે શું જાણો છો લક્ષ્મીદાસે પ્રશ્ન કર્યો.

"સરોજ મારે ત્યા છે. તમારે મારે ઘેર પધારી સરોજને તેડી જવાનું છે. હું તમને તેડવા માટે આવ્યો છું." જીવનલાલે પોતાના આવવાનો ઉદ્દેશ કહી સંભળાવ્યો.

"શું સરોજ તમારે ત્યાં છે? ત્યાં કયાંથી આવી? કોની સાથે આવી? ત્યાં આવવાનું કારણ?"

લક્ષ્મીદાસે ઉપરા ઉપર પ્રશ્નો પૂછવા માંડયા.

જીવનનલાલે ઉત્તર આપતા જણાવ્યું.

"સરોજ મારે ત્યા કયાથી આવી એ સાભળવું છે? નદીના અગાદ જળના ગર્ભમાથી મારે ત્યા સરોજ આવી છે."

"શું મારી સરોજ નદીમા ડૂબી હતી?" લક્ષ્મીદાસ બોલ્યો.

"હા. તે આપઘાત કરવા માટે નદીના અગાધ જળની ઉંડાણમાં ડૂબી જવાની તૈયારીમા હતા; પરંન્તુ અમે સંયોગ વ શાત નદી કિનારે જઇ પહોંચ્યો, અને સરોજને ડૂબતા બચાવી લીધાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું છે."

"તમારો આભાર." લક્ષ્મીદાસે ઉદ્‌ગાર કાઢયો. "વારૂ સરોજ શા માટે નદીમાં પડી હતી તે કાંઇ તેણે જણાવ્યું છે?"

જીવનલાલે વધુ કહેવાનું માંડી વાળ્યું તેણે જણાવ્યું.

"એ બધું સરોજ તમને કહેશે. હાલતો ચાલો મારે ઘેર સરોજ તમને ઝંખે છે."

લક્ષ્મીદાસ મણિપુર જવા તૈયાર થયો. સરોજ જેવી સતિ સ્ત્રીના માટે લોકવાયકા ઘની ખરાબ બોલાતી હતી તે તેનાથી સહન થતી ન હતી. સરોજની પવિત્રતાની તેને ખાત્રી હતી. પરંતુ ક્યાંક લોકોના મ્હોં એ ગયણાં બંધાયા સાંભળ્યા છે ?

લક્ષ્મીદાસને લઇને જીવણલાલ મણિપુર આવ્યા. જીવણલાલને શાંતિલાલની દશા સરોજે કહી સંભળાવી. એક બાજુ શાંતિલાલના શબને શુવાડયું હતું તે જીવનલાલને બતાવવામાં આવ્યું. વડીલભાઇના મૃત્યુના આઘાતથી તતક્ષણેજ જીવનલાલ મુર્છાધિન થઇ પડયો.

કેટલીક વાર પછી તેની મુર્છા ઉતરી સરોજે બધી હકીકત કહી સંભળાવી.

ભાઇના કુસંસ્કારથી જીવનલાલને ઘણું લાગી આવ્યું. સાથે સાથે અણીને વખતે સતિને સહાય આપનાર દીનદયાળ દામોદર ભગવાનમા તેને સંપૂર્ણ શ્રદ્ધા પ્રકટી.

લક્ષ્મીદાસ અને સરોજ મળ્યા. સરોજે કરેલા સાહસ માટે પતિની દીનભાવે માફી યાચી.

બે ચાર દિવસ દંપતી મણિપુર મા રહ્યા. બાદ જીવનલાલે એ ગરીબ દંપતીને વિદાય આપતાં સારી રકમ સમર્પણ કરી. સરોજે જીવનલાલને ધર્મનો ભાઇ માન્યો. જીવનલાલે સરોજને ધર્મની બેન માની.

દંપતી સારંગપુર આવ્યા. લોકોમાં વાત ચર્ચાવા લાગી કે સરોજે આપઘાત કરવા કોશીશ કરી હતી. પરંતુ મણિપુરના કોઈ સજ્જને તેને બચાવી લીધી. સરોજ માટે ખરાબ શંકાઓ કરનારા પોતાની ધારણામાં અસત્ય પડયા.

ઘેર આવ્યા પછી લક્ષ્મીદાસે જણાવ્યું.

" વ્હાલી ! તને આ શું સુઝયું હતું ? શું મને સંસારમાં રઝળતો ભિખારી બનાવી દેવો હતો ? "

"નાથ!" ઘણુંજ ધીમા અને મધુર અવાજે સરોજ બોલી! "મેં ઉન્માદથી સાહસ કર્યું હતું ને તે માટે હું આપની ક્ષમા માગું છું. આપનું ઉદાર હૃદય મને પુત્રની હત્યા કરવાના પાપની પણ ક્ષમા આપી શક્યું હતું તે આ પાપની ક્ષમા નહિ આપે?"

"વ્હાલી!" લક્ષ્મીદાસ બોલ્યો: "તને આત્મહત્યા કરવાનું સાહસ ઉઠાવવાની શી જરૂર હતી? લોકો તને 'દિવાની' 'દિવાની' કરે તેથી તારે કંટાળવું શા માટે? ભલે તેઓ તેની જીભે બોલ્યા કરે. તું શાણી છે, ચતુર છે, તારે લોકોના બોલવા પર ધ્યાન આપવાનું નથી."

"વ્હાલા!" સરોજ બોલી: "લોકો મને 'દિવાની' કરીને પજવે છે એ કારણથી મેં આપઘાત કરવાનું પગલું ભર્યું હતું ખરું; પરન્તુ બીજું પણ એક કારણ કિંચિંદંશે હતું તેની તમને ખબર નહિ હોય."

"શું?" લક્ષ્મીદાસે પૂછ્યું.

"તમને બે જણનું ગુજરાન ચલાવવામાં મુશ્કેલી આવે છે ને તેથી તમને દુઃખ થતું હું જોઉં છું. આથી આપઘાત કરીને મારા તરફની ચિન્તામાથી તમને મુક્ત કરવાની મારી ઇચ્છા હતી. આ કારણે આત્મહત્યા કરવામા ઉન્માદને મેં માન આપી દીધું હતું. પણ પરમાત્માની ઇચ્છા મને જીવાડવાની હશે ત્યાં મારૂં શું ચાલે? જીવનલાલ ભાઇ ત્યાં નદી કિનારે ફરતા ફરતા આવી ચ્હડયા ને તેમણે મને નદીના પાણીમાંથી બહાર ખેંચી કાઢી."

સરોજે આ પ્રમાણે જણાવ્યું.

"પ્રિયે! તારા વિના હું સંસારમાં જીવી શકત એમ તેં માની લીધું હતું? જો તું આત્મહત્યા કરી પરલોક સંચરી ગઇ હોત તો

હું પણ તને મળવા માટે પરલોકમાં આવી પહોંચત. તારા જેવી સુંદર અને સુશીલ પવિત્ર પત્નીની પ્રાપ્તિથી હું મને ધન ભાગ્ય માનું છું પછી તારી આપઘાતની વાત સાભળતાંજ મારી દેહમાંથી પ્રાણ પંખી ઉડી જાય તો તે શું સંભવિત નથી ? ને ગરીબી હાલતથી તારે શામાટે દુઃખી થવું જોઇએ છે ! પરમાત્મા કોઇના સરખા દિવસ રાખતાજ નથી. આજે દુઃખ છે. તો આવતી કાલે સુખ આવશે."

લક્ષ્મીદાસે એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

"નાથ ! મારા ભાઇ જીવનલાલે આપણને પાંચસો રૂપીઆ આપ્યા છે. માટે મારો વિચાર એમ થાય છે કે તમે નોકરી છોડી દઇ કોઈ પરચુરણ ધંધો કરો. નોકરીમા કોઇ ઉચું આવ્યું સાંભળ્યું નથી. જ્યારે 'વેપારે લક્ષ્મીનો વાસ' એ ન્યાયે વેપાર કરનારાઓ જો ભાગ્ય સારૂં હોય તો જરા વારમા લક્ષાધિશ થઇ જાઈ છે. તમે પણ ભાગ્ય અજમાવો. ગરીબીના પટો હવે તુટી જાય તો કેવું સારૂં ! પાંચસો રૂપિઆની રકમથી એકાદ પરચુરણ સામનની દુકાન થઇ શકશે એમ હું ધારૂં છું."

સરોજે આ પ્રમાણે સલાહ આપી.

પત્નીની સલાહ પતિને રૂચી. લક્ષ્મીદાસ બોલ્યો.

"વ્હાલી ! તું કહે છે તે ખરૂં છે. નોકરી કનિષ્ઠ છે. જ્યારે વ્યાપાર ઉત્તમ છે, પાચસો રૂપિઆમાંથી પંદરસો પેદા થઇ શકશે જો ભાગ્યનું પાદડું ફરકશે. તો."

"ઈશ્વર કાંઇ આપણને સદાના માટે ગરીબી હાલતમાં રાખશેજ

નહિ:" સરોજ બોલી: "માટે પરમાત્મામાં શ્રદ્ધા રાખી શુભ મુહૂર્ત જોઈ વ્યાપાર શરૂ કરો. નોકરીને તિલાંજલી આપો."

પતિ-પત્નિએ આ પ્રમાણે સંકેત કર્યો. લક્ષ્મીદાસે બીજેજ દિવસે નોકરી છોડી દીધી ને એક ન્હાની દુકાન ભાડે લીધી. પાચસો રૂપિઆનો માલ લઇને દુકાનમા ભર્યો. લક્ષ્મીદાસ પાસે આટલી રકમ ક્યાથી આવી ? ગામના લોકો એ વિચારમા પડી ગયા.





## પ્રકરણ પાંચમું.

### " લક્ષ્મી—દાસ. "



આ વિશ્વમાં કોઇના દિવસ સરખી દશામા વ્યતિત થયેલા કોઇએ સાભળ્યા છે ? સુખ પછી દુઃખ આવ્યેજ જાય છે. ઉદય પછી અસ્ત, ભરતી પછી ઓટ કુદરતનો એ અવિચળ કાનુન છે.

લક્ષ્મીદાસના ભાગ્યની રેષા ચળકવા માડી. વ્યાપારમાં તેને પુષ્કળ દ્રવ્ય મળવા માંડ્યું. સરોજના પુણ્યને એ બધું આભારી છે એમ લક્ષ્મીદાસ માનવા લાગ્યો.

ધીમેધીમે લક્ષ્મીદાસની પ્રતિષ્ઠા સારી રીતે જામી ગઇ. પાંચ-દશહજાર રૂપીઆની મિલ્કત તેની પાસે થઇ ગઇ. સરોજે ઉધમમાં કેવી સાહ્યબી સાપડે છે તે લક્ષ્મીદાસને સમજાવ્યું.

સારંગપુરમાં એક મીલ હતી. લક્ષ્મીદાસ એ મીલનો એજંટ બન્યો ને ત્યારથી તેની પ્રતિષ્ઠા ઘણીજ સારી જામી.

ને દ્રવ્યની આવક પણ પુષ્કળ થવા લાગી. નોકરી કરીકરીને તેના હાડકા ભાંગી ગયા તો પણ તેની પાસે રાતી પાઈ સરખી બચત રહેતી નહિને પાંચસો રૂપીઆના માલમાંથી તે હજારોની મિલ્કતવાળો બની ગયો: ખરેખર વ્યાપાર તે તો વ્યાપારજ છે ! તેના જેવો ઉત્તમ ધંધો વિશ્વમાં એકપણ છેજ નહિ, પણ એ ધંધાને

કેળવવો તો જોઇએજ. જો આંખો મીંચીને કોઇ વ્યાપારના ધંધામાં જોડાય તો થોડા સમયમાંજ ભીખ માગતો થઇ જાય !

પરતુ લક્ષ્મીદાસે ધંધાને કેળવી જાણ્યો. વખતો વખત તેને સરોજની સલાહ મળતી હતી; જે તેને ઘણીજ ઉત્તમ થઇ પડતી હતી,

ધીમે ધીમે એજંટ મટીને તે મીલ માલેક બનવાના સદ્ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો. લક્ષ્મીની તેના ઘરમાં રેલછેલ થઈ રહી.

પ્રિય વાંચકો ! લક્ષ્મી જોઇને કોણ મનુષ્યત્વ નથી વિસરી જતું ? લક્ષ્મીના ઘેનમાં મનુષ્યત્વની આંખો ન મીંચે એવાતો વીરલા. લક્ષ્મીદાસમાં ધીમે ધીમે અભિમાને પાદ સંચાર કર્યો.

તેને ઘેર ભીખારીઓના ટોળા ઉભરાવા લાગ્યા. સરોજ આગલો વખત ભુલી ગઇ નહિ. ભીખારીઓને ભીક્ષા આપવામા તેણે કદીપણ સંકોચ બતાવ્યો નહિ.

પણ લક્ષ્મીદાસ પાસેથી કોઇપણ ભિક્ષા લઇ આવતું નહિ. ભીક્ષા માગવા જનાર તેના તરફથી તિરસ્કારજ પ્રાપ્ત કરતો.

સરોજ તેને લક્ષ્મીના મદમાં મનુષ્ય ધર્મ ન ભુલી જવા માટે ઘણું ઘણું વિનવતી-કલહ સ્હમજાવતી; પરન્તુ લક્ષ્મીદાસ હવે પંદર રૂપીઆના માસિક પગારવાળો શુદ્ર મનુષ્ય નહિ પરંતુ મીલ માલેક ધનાઢ્ય શેઠ કહેવાતો લક્ષ્મી-દાસ હતો. સરોજ જ્યારે તેને સ્હમજાવતી કે આપણે આગલો વખત ભુલી જવાનો નથી. આંગણે આવે તેને આપણે પાછો કાઢીએ તો તેની આંતરડી કેવી બળે ? ને તેના શાપ આપણને ન લાગે ? ત્યારે ત્યારે લક્ષ્મીદાસ ઉત્તર આપતો કે: " કદીપણ મને ભિખારી તરફ દયા બતાવવાની સમ-જણ આપીશ નહિ. ભીખારી અને શ્રીમંત દુનિયામાં હોવાજ જોઇએ.

જો શ્રીમંતો ભિખારીને આપવા બેસે તો ખજાના ખૂટી જાય."

સરોજ વધારે માથાકૂટ કરતી નહિ. પરંતુ તેને એ ભય રહેવા લાગ્યો કે પતિનો આ લક્ષ્મીનો મદ કોઇ દિવસ અનિષ્ટ પરિણામ લાવશે.

લક્ષ્મીદાસ આગલો સમય તો છેકજ ભુલી ગયો. ભુખે મરવાના દિવસો તેના સ્મરણમાં કદીપણ આવી શકતા નહિ. ખરેખર લક્ષ્મી જોઇને મદોન્મત ન બને એવો મનુષ્ય તે મનુષ્ય નહિ પણ દેવ ગણવો જોઇએ. આપણો લક્ષ્મીદાસ દેવ બનવાને બદલે મનુષ્યના પદમાંથી પણ ચ્યુત થતો જતો હતો.

એક દિવસ સારંગપુરમાં એક મહાત્મા પધાર્યા. તે ખરેખર મહાત્માજ હતા. આખા ગામે તેમને સારૂં માન આપ્યું. ઘરે ઘરે તેમની પધરામણી કરવામાં આવી.

થોડાક જ્ઞાની જનોના આગ્રહથી મહારાજે એક જાહેર વ્યાખ્યાન આપવાનું સ્વીકાર્યું. વ્યાખ્યાન માટેનું સ્થળ લક્ષ્મીદાસના મકાનમાં રાખવામા આવ્યુ, સાંજના પાચ વાગે વ્યાખ્યાન શરૂ થવાનું હોઇ ચાર વાગેજ મહાત્મા વ્યાખ્યાન વાળી જગ્યાએ આવી ગયા હતા. લક્ષ્મીદાસે તેમનો સારો સત્કાર કર્યો.

પાચ વાગ્યા ને આખું ગામ મહાત્માનું વ્યાખ્યાન સાભવા માટે લક્ષ્મીદાસના મકાનમા આવ્યું લક્ષ્મીદાસને પ્રમુખપદ આપવામા આવ્યું: ને ત્યારબાદ પ્રમુખ સાહેબની સૂચનાથી વ્યાખ્યાનકારે પોતાનુ વ્યાખ્યાન શરૂ કર્યું.

મહાત્માનું વ્યાખ્યાન બરાબર ત્રણ કલાક ચાલ્યું, શ્રોતાજનો એટલો વખત સ્હેજ પણ ઘોઘાટ વિના ચુપકીદી રાખી રહ્યા. મુખ્ય વિષય 'પ્રાણી દયા 'નો ચર્ચાયો હતો.

વ્યાખ્યાન સમાપ્ત થયા પછી મેદની વિખરાઇ ગઇ. ગામના આગ્રહથી મહાત્માએ સારંગપુરમાં એક માસ રોકાવાનું કબુલ્યું. આથી તેમને એક મ્હોટા મકાનમાં ઉતારો આપવામાં આવ્યોને તેમની સેવામા ભાવિક હરિજનો રોકાવા લાગ્યા.

દરરોજ સાંજે મહાત્મા વ્યાખ્યાન આપતા હતા. એ વખતે ગામના લોકો ત્યાં હાજર થતા હતા. લક્ષ્મીદાસ પાચ સાત દિવસ તો ગયો, પરંતુ તેમાં તેને કંઇ મહત્વ ભાસ્યું નહિ.

એક દિવસ ભાષણ સાંભળીને લક્ષ્મીદાસ ઘેર આવ્યો, તે વખતે સરોજ આંગણામા વાવેલા ફુલછોડની વચ્ચે ખુરશી નાખીને બેઠી હતી. પતિને જોઇને તે ઉભી થઇને સામે જઇને બોલી.

" નાથ ! કહો આજે વ્યાખ્યાનમાં શું સાભળી આવ્યા ? "

દંપતી ખુરશીઓપર બેઠા. લક્ષ્મીદાસ બોલ્યો

" પ્રિયે ! હવે મને કદી પણ વ્યાખ્યાનમાં જવાનો આગ્રહ કરીશ નહિ. "

" કેમ ? " આતુરતા પૂર્વક સરોજે પ્રશ્ન કર્યો.

" કેમ શું ? દરરોજ વ્યાખ્યાનમાં હાજરી આપવાની શી જરૂર? મહાત્મા દરરોજ એકજ વાત રજુ કરે છે કે પ્રાણીઓ ઉપર દયા કરો ! દયા કરો !! દરરોજ એકજ વાત સાંભળતા હવે મને કંટાળો આવે છે. "

પતિની આ હકીકત સાંભળીને સરોજ કંઇક દીન બની ગઈ. પરમાત્મા તેને સત્પંથપરથી કુપંથપર ન ભળડાવે એ માટે તેણે પરમાત્માની દીનભાવે પ્રાર્થના કરી.

લક્ષ્મીદાસ બોલ્યો.

" સરોજ વ્હાલી ! નવનીત ક્યાં ગયો છે ? મધુરી ક્યાં છે?"

આટલા વર્ષના ગાળામાં લક્ષ્મીદાસ જેમ ધનાઢ્ય થઇ ગયો હતો, તેમ તેને બે સંતાન રત્નની પણ પ્રાપ્તિ થઇ હતી.

પતિનો પ્રશ્ન સાંભળીને સરોજ બોલી.

"નાથ! નવનીત તેના મિત્રની જોડે ફરવા ગયો છે. મધુરી તેની બ્હેનપણીની સાથે ફરવા ગઇ છે."

"તેઓ બન્ને ઘરમાં તો રહેતાજ નથી?" લક્ષ્મીદાસ બોલ્યો.

"નાથ! ખોટું ન લાગે તો કહું?" સરોજ બોલી.

"કહે," લક્ષ્મીદાસ બોલ્યો.

"તમે કયે દિવસે નવનીત અને મધુરીને વ્હાલપૂર્વક બોલાવ્યા છે? ઘરમાં નિર્દોષ આનંદ ન મળે તે પછી સન્તાનો બહારનો નિર્દોષ આનંદ ન મેળવે તો શું કરે? તમે તેમને ક્યારેય પણ સ્નેહપૂર્વક બોલાવ્યા છે? અરે! એક પણ દિવસ આપણે બધા સાથે બેસીને જમ્યા છીયે? કહો, નાથ! ગૃહ જીવનનો અમૃતમય આનંદ જે ગૃહમાં ન હોય તે ગૃહના સંતાનો બહાર આનંદ મેળવવા જાયજ ને?"

"ચુપ રહે. કેવી વાતો કરે છે!" લક્ષ્મીદાસ એમ બોલતો ઉભો થઇ ગયો ને તેણે વધુ ઉમેર્યું. "હુ આનંદ નથી આપતો પણ તું તો આપે છે ને?"

પતિને કુપિત થયલા જોઈને સરોજ બોલી.

"નાથ! આપને ખોટું લાગ્યું હોય તો માફ કરશો. હું આપની દીન દાસી છું. નવનીત અને મધુરી ક્યારના ફરવા ગયા છે તે હમણાં આવી જશે."

"આવશે, ચાલ મને જમવા આપ."

એમ કહીને લક્ષ્મીદાસ ભોજનગૃહમાં પ્રવેશ્યો. સરોજે પતીની વ્હાલપુર્વક થાળી પીરસી,

લક્ષ્મીદાસ હાથ, મ્હો ધોઇને જમવા બેઠો ને સરોજ પંખો હલાવવા લાગી.

સરોજના મનમાં અનેક તર્ક પરંપરા ગોઠવાતી જતી હતી. પતિને લક્ષ્મીની વૈભવનો કેફ ચ્હડયો છે, ને તેમાં તે પોતાનું સ્વત્વ ગુમાવે છે એમ તેને લાગ્યું.

જમી રહ્યા પછી લક્ષ્મીદાસ બેઠક રૂમમાં આવ્યો ને પાન સોપારી ખાધાં.

થોડી વારે ભાઇ બ્હેન આવ્યા. માતાએ તેમને વ્હાલપૂર્વક જમાડયા ને પછી પોતે જમી.

રાત્રે ચંદ્રરાજની ચન્દનમયી ચંદ્રિકાના અમૃતમય કિરણો પૃથ્વી પર વિસ્તરી રહ્યા. સરોજ પોતાના બન્ને સન્તાનો સામે ચોકમાં શિતળ ચાંદની નીચે બેઠી હતી. નવનીતની વય સાત વર્ષની ને મધુરીની વય પાચ વર્ષની હતી. ત્રીપુટી આનંદથી હસતી નિર્દોષ લ્હાવો લેતી હતી. સરોજ ભાઇ–બ્હેનની નિર્દોષ રમત ગમ્મત જોઇને પોતાને કૃત્ય કૃત્ય માનતી હતી.





## પ્રકરણ છઠું.

### " લક્ષ્મિનો મદ "



પ્રભુની વિશ્વ વાડીના સુમનજન સર્વ સરખા છે,

" નથી કો નીચ કે ઉંચો—જીવન તો સૌના સરખાં છે.
" ગરીબ શ્રીમંત કે રાજા મહારાજા બને ભાગ્યે,
" પરંતુ માન સરખાં સર્વના છે ઇશના રાજ્યે,
" શ્રીમંતો માન ના પામે, ગરીબો ત્રાસ ના પામે;
" અદલ છે ન્યાય જગદીશનો મળે છે માન પ્રભુ ધામે.
" ગણો છો શ્રેષ્ટ કો'નીઓ પ્રભુના બાલકોમાંથી,
" પ્રભુનો દ્રોહ થાયે છે ખરેખર ! એમ વર્ત્યાથી. "

ગગનાગણે રજનીકાત પ્રકાશતો હતો. તેની :નિર્મળને રૂપેરી ચંદ્રિકા પૃથ્વીના પટપર વિસ્તરી રહી હતી.

લક્ષ્મીદાસ અત્યારે બેઠક રૂમમા પુસ્તક વાંચતો બેઠો હતો ત્યાં સરોજ આવીને બોલી

"નાથ ! જીવરામ નામનો એક મીલ મજુર તમને મળવા માગેછે."

" કહે, કે સવારે આવે. " લક્ષ્મીદાસે જણાવ્યું.

" તે અત્યારેજ મળવા માગે છે. તેને કંઇ અરજ કરવાની છે." સરોજ બોલીઃ

" મને અત્યારે તેની અરજ સાંભળવાની ફુરસદ નથી. સવારે આવવાનું કહે " પુસ્તકમાંથી માથું ઉંચું કરીને લક્ષ્મીદાસ બોલ્યો.

" એમ ન થાય, નાથ ! ગરીબોની અરજ તમારે સાંભળવીજ જોઈએ, " સરોજે આગ્રહ કર્યો.

" ઠીક એને અહિં લઇ આવ, " કંટાળીને લક્ષ્મીદાસે આજ્ઞા આપીને પુસ્તકના પાનાં તેણે ફેરવવા માંડયા.

સરોજ જીવરામને લઇને લક્ષ્મીદાસ પાસે આવી જીવરામે શેઠને સલામ કરીને એક બાજુ વિનય પૂર્વક ઉભો રહ્યો.

લક્ષ્મીદાસે પૂછ્યું:

" કેમ જીવરામ ! શું છે ? "

" શેઠજી સાહેબ ! " ખિન્નઅવાજે જીવરામ બોલ્યો: " મ્હારા પિતા સખારામ મૃત્યુની શય્યાપર સુતેલા છે. તેમની સારવાર કરવામાં મારા થોડા ઘણાં પૈસા હતા તે ખરચાઇ ગયા છે. આપ સાહેબની પાસે થોડા રૂપીઆ ઉછીના લેવા માટે હું આવ્યો છું એ રકમ મારા પગારમાંથી વાળી લેજો. "

" મજુરોને આગળથી રૂપીઆ આપવાનો રિવાજ મારે ત્યાંનથી" લક્ષ્મીદાસે જણાવ્યું.

" માત્ર દશજ રૂપિઆ આપો. " જીવરામ રડી પડયો: " મારા પિતા ભયંકર માંદગીવશ છે. તેમની સારવાર દશ રૂપીઆથી કરી શકાશે. "

" દશરૂપીઆ તો શું દશપાઇ પણ મજુરોને આગળથી આપવાનો અહિં રિવાજ નથી. " લક્ષ્મીદાસે પોતાના અમાનુષી સ્વભાવનો પરિચય આપ્યો.

સરોજ પોતાના પતિના હૃદયમાં ગરીબોની દયા જાણતાં લેશપણ

અનુકંપાનો આ વિર્ભાવ નથી થતો એ જાણીને તેને દુઃખ લાગ્યું.

" ફક્ત દશ રૂપિઆપણ નહિ આપો ? શેઠજી સાહેબ ! અમરા પર એટલી દયા કરો ભગવાન તમારૂં ભલું કરશે. નોકરી કરીને પણ હું તમારા પૈસા આપી દઇશ. " જીવરામે દીન ભાવે જણાવ્યું.

" એક વખત કહેવામા નથી સમજતો ? ચાલ્યો જા નાહક માથાકુટ નકર. એક પાઇપણ મળશે નહિ. જા. " લક્ષ્મીદાસે રોકડું પરખાવી દીધું.

જીવરામની આંખમાં દડદડ આંસુ પડવા લાગ્યા. તેં રડતો રડતો બોલ્યો.

" સાહેબ ! દશ નહિતો પાંચજ રૂપિઆ આપો કારણ કે મારા પિતાને કાજી પાવા માટે મારી પાસે કાંઇજ નથી. પાંચ રૂપીઆથી પણ ઘણું બની શકશે. "

" એક પાઇ પણ નહિ મળે, કેટલી વખત કહેવું ? ટક- ટક મૂકીને ચાલ્યો જા. "

લક્ષ્મીદાસ તાડુક્યા.

જીવરામને ઉંડો આઘાત થયો તે ખિન્ન અવાજે બોલ્યો.

" શેઠ ! યાદ કરો તે દિવસ. "

" કયો ? " લક્ષ્મીદાસ બોલ્યો.

" કે જે દિવસે અકસ્માતમાંથી મેં તમને બચાવ્યાં હતા. "

એક દિવસ મિલમાં અકસ્માત થયો હતો, ને એ વખતે જો જીવરામે લક્ષ્મીદાસ શેઠને ન બચાવ્યા હોત તો તે કયારનાયે પરલોક મા પ્રયાણ કરી હોત. જીવરામે જીવિતદાન આપેલા તે દિવસનું સ્મરણ કરાવ્યું.

" તેથી શું ? શેઠને અકસ્માતમાંથી બચાવનાર નોકર શું વધારે કરે છે ? તે તો તેની ફરજ છે. "

લક્ષ્મીદાસે નોકરની ફરજ જણાવી.

" તમને બચાવવા મેં મારા જાનનું જોખમ ખેડ્યું હતું. એટલા ઉપકારના બદલામા મને આ વખતે પાંચ રૂપીઆ પણ આપી શકતા નથી ? "

જીવરામ બોલ્યો.

" તું બલાત્કારે રૂપિઆ લેવા આવ્યો છે ? " લક્ષ્મીદાસનો મિજાજ ગયો.

" તમારા ઉપર અમ ગરીબોનો બલાત્કાર કયાં ચાલી શકે એમ છે ? પરન્તુ લક્ષ્મીના મદમાં છેક મનુષ્યત્વ ભુલોમા. ગરીબનાં આંસુઓ લુછો. પરમાત્માના દરબારમાં ગરીબના મદદગારનું મ્હોટું માન જળવાય છે. " જીવરામ બોલ્યો.

" હવે તું જાય છે. કે નહિ ? કે ભૈયાને બોલાવું ? " લક્ષ્મીદાસ ગર્જ્યો.

" જાઉં છું ! શેઠજી ! જાઉં છું. ? " જીવરામ રડતા અવાજે બોલ્યો. " અમ ગરીબોનાં આંસુઓ તમારા જેવા શ્રીમંતો નહિ લુછે એવી મને ખબર હોતતો હું તમારા જેવા દયા વિનાના હૃદયવાળા માણસ સામે માગવા માટે કદીપણ આવત નહિ. ગરીબનાં આંસુ તમે નથી લુછતા, તેથી એ આંસુ જાણજો કે તમને ભયંકર નીવડશે કારણ કે ગરીબનાં આંસુઓ ક્ષારના બિંદુઓ નથી.

" છરા ભલા અને તલ્વાર કરે છે—પાંચનો સંહાર,
" અને આંસુ ગરીબોનાં કરે છે વિશ્વનો સંહાર !

" તિખા કાતીલ હથિયારો નથી એ આંસુની સમ થાતાં,
" ખરે ! આંસુ ભિખારીનાં નથી ફોકટ કદી જાતા
" ગરીબનાં આંસુઓ પરમાત્માની ગાદી ડગાવે છે,
" ધરાધર નાગની પાચે ફણાઓને ધુજાવે છે !
" ગરીબનાં ચક્રઓ હોલા નથી જે રાખતા દરકાર.
" હશે સમ્રાટ પણ ત્હેનો થશે પલ માત્રમાં સંહાર ? "

'મંગલ'

" તમારી પાસેથી હું કાંઇ બલ જોરીએ પાંચ રૂપીઆ લઇ શકું એમ નથી. અમારા ભાગ્ય અમારી પાસે "

" જા, ત્યારે ? " લક્ષ્મીદાસે કહ્યું.

ઉંડો નિઃશ્વાસ નાખીને જીવરામ લક્ષ્મીદાસના મકાનને છોડી ગયો. અહો ? શ્રીમંતાઇના મદમા મનુષ્યત્વ ગુમાવનારાઓ હાલના જમાનામા ક્યાં થોડા છે ?

જીવરામના ગયા પછી સરોજ બોલી.

" નાથ ? તમે બહુ ખોટું કર્યું. "

" કેમ ? ત્યારે શું મજુરોને આગળથી પૈસા ધીરવા ? " લક્ષ્મીદાસ બોલ્યો.

" જીવરામે તમારો અકસ્માત પ્રસંગે જાન બચાવ્યો હતો. તેને પાચ રૂપીઆ પણ ન આપવા એ અન્યાય નથી ?"

સરોજે નમ્ર પણે પ્રશ્ન કર્યો.

" એકને પાંચ આપીએ તો કાલે પચાસ આવીને ઉભા રહે. ને એમ દરેકને પૈસા આપવા માંડીએ તો દીવાળું નિકળે. સરોજ "

લક્ષ્મીદાસે વ્યવહાર દક્ષતા બતાવતાં એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

"એમા દિવાળું નિકળતું નથી." સરોજ બોલી: "જીવરામનો પિતા મૃત્યુના બિછાને પડ્યો હોય ને તે પોતાના શેઠ પાસેથી પાંચ રૂપિઆ ન મળે પાંચ રૂપિઆ પણ શું તે નમેલવી શકે ?"

"નહિ" લક્ષ્મીદાસ બોલ્યો. "એક પાઈ પણ મેળવી શકે નહિ."

"એ ઠીક કહેવાય નહિ, નાથ ?" સરોજ બોલી? "ગરીબોને આપણે યથા શક્તિ મદદ કરવીજ જોઇએ. આપણને અત્યારે પરમાત્માએ બે પૈસા આપ્યા છે તે મદઘેલા થવા માટે નહિ, પરન્તુ રંકાત્માઓના આંસુઓ લુછવાનું પુણ્ય ઉપાર્જન કરવા માટે યાદ કરો તે દિવસ? કે એ દિવસે આપણને ખાવા અન્નપણ મળ્યું ન હતું. એ વખતે તમે જ્યાં જ્યા ઉછીતા રૂપીઆની માગણી કરવા ગયા હતા; જ્યાં ત્યાથી ખાલી હાથે ફરતાં તમને કેટલું દુઃખ થતું હતું? આજે આપણે રાજવૈભવ ભોગવીએ એટલી સાહબીમા છીએ; પરન્તુ તેથી આપણે આપણા આગલા દિવસો ભુલી જઇને મદાંધ થવું જોઇએ નહિ. ગરીબોના આંસુઓ લૂછવા માટેજ પરમાત્મા શ્રીમંતોને દ્રવ્ય આપે છે; નહિ કે ગરીબોને હતાશ કરવા માટે અને તેમાં આતો વળી તમારોજ નોકર હતો. ઉપરાંત જીવ બચાવનાર હતો. તે પાંચ રૂપીઆ તો શું પરન્તુ આપણું સકળ સાહ્યબીની માગણી કરે તો પણ આપણે તેને તે વિના સંકોચે આપી દેવું જોઇએ. મારૂં સૌભાગ્ય તેણે બચાવ્યું છે. તમારો જાન બચાવનાર એ ગરીબ પ્રાણી પાંચ રૂપિઆની મદદ લેવા આવે ને તમે તેને તતાશ કરીને તિરસ્કારીને પાછો કહાડો એ કેટલું બધું દીલગીરી ભરેલું છે? ન્હાના મ્હોંએ આટલી ધૃષ્ટતા માફ કરશો."

સરોજ આ પ્રમાણે બોલી ગઇ પરંતુ લક્ષ્મીદાસને તેની કંઇ અસર થઇ નહિ.

લક્ષ્મીના મંદમાં માણસ એટલું બધું ભાન ભુલે છે, કે તેને કોઇનું કથન પણ લક્ષ્યમાં ઉતરતું નથી.

લક્ષ્મીદાસે સરોજના શબ્દો સાભળ્યા પછી કહ્યું:

"સરોજ ? વ્યવહારની વાતમાં તું કોઇ ઠેકાણે ડહાપણ વાપરે છે, તો કોઇ ઠેકાણે મુર્ખાઇ પણ બતાવે છે. નોકર હોય કે ગમે તે હોય પરંતુ તેને કદી પણ પૈસા આપી શકાય ?"

"અરે ? પણ પાંચ રૂપીઆમા આપણું શું ચાલ્યું જવાનું હતું ? તે તો બિચારો કહેતો હતો કે નોકરી કરીને તે આપી દઇશ પરન્તુ કદાચ એમ માની લઇએ કે તે રૂપિઆ આપશે નહિ, તો પણ પાંચ રૂપિયા આપવાથી આપણી મીલ્કત શું ઓછી થઈ જાય એમ હતી ? " સરોજ બોલી.

"પાંચ રૂપીઆ સામું જોવાનું નથી. ડોસી મરે તેની ફિકર નહી; પરંતુ જમ ઘર ન જોઇ જાય તેની ફિકર રાખવી જોઇએ. પાચ રૂપિઆ આપવા એ આપણને કંઈ મોટી વાત હતી ? પરન્તુ આજે રૂપિઆ લેવા આવ્યો તે કાલે પાચ હજાર રૂપીઆ લેવા આવે, ને એનું જોઇને મીલના સઘળા નોકરો માગણી કરવા આવે કે મને સો આપો, મને બસો આપો, મને હજાર આપો. ને પછી આપણે કંટાળીને ના પાડીએ તેના કરતાં એ રસ્તોજ ન ઉઘાડીએ તેજ સારૂ છે, એમ દીર્ઘ દષ્ટિ કરીને સઘળી વાતનો વિચાર કરવો જોઇએ એવા ઉતાવળીયા વિચારથી તો ગંભીર પરિણામ આવે."

લક્ષ્મીદાસે પોતાની ફિલસુફી સરોજને કહી સંભળાવી.

સરોજે વધારે સમજાવવાનું માંડી વાળ્યું.

રાત્રિ સમ્ સમ્ અવાજ કરતી ચાલી જતી હતી, આકાશમાં સુધાકર પોતાના શાંત કિરણો વડે ઝબકતો શોભતો હતો. તેના રૂપેરીને નિર્મળ પ્રકાશ રત્ના કરમાં સકળ વિશ્વ સ્નાન કરી રહ્યું હતું.

લક્ષ્મીદાસ મોડી રાતે સુતો.

સરોજ પણ નિદ્રાધિન થઇ.

એ દયાળુ હૃદયની સરોજને જીવરામ જેવા પોતાના સૌભાગ્યને બચાવનાર દીનજનને પોતાના આગણેથી હતાશ નિરાશ થઇને પાછું જવું પડ્યું હોઇ અત્યંત કષ્ટ થતું હતું.

લક્ષ્મીદાસ હળવેહળવે લક્ષ્મીના મદમાં છેકજ સ્વધર્મ, મનુષ્યત્વ, દીનજનો પ્રતિ દયાભાવ એ સઘળું ભુલી જતો હતો એ જાણીને સરોજ જેવી સુશિલ બાળાને કેમ કષ્ટ ન થાય?

તે સુતી સુતી પતિ દેવને સન્મતિ આપવા પરમ કૃપાળુ પરમાત્માને દીન ભાવે હાથ જોડીને પ્રાર્થના કરતી હતી.

પાસેના રૂમમાં નવનીત અને મધુરી નિદ્રાના ખોળામાં આળોટતા હતા.





## પ્રકરણ સાતમું.

### "આઠ દિવસની દુનિયા યાને મ્હોતના મ્હોંમાં."



તે રાત્રે લક્ષ્મીદાસને ભયંકર સ્વપ્ન આવ્યું.

સ્વપ્નમાં તેનો અત્યંત તેજસ્વી પ્રતિમા મૂર્તિ જોઈ. લક્ષ્મીદાસે તે દીવ્ય મૂર્તિના ચરણુંમા નમન કર્યા.

તે મૂર્તિએ લક્ષ્મીદાસને ઉદ્દેશીને કહેવા માંડયું.

"જગતના ક્ષુદ્રપ્રાણી! તું મને નમન કરવાને બિલકુલ લાયક નથી, તો પણ મારૂં હૃદય ઉદાર હોઇ હું તારા નમન સ્વીકારૂં છું. ઓ! નિષ્ઠુર હૃદયના માનવી! તું લક્ષ્મીના મદમાં દિન પર દિન ઉન્મત બનતો જાય છે; પણ તારી જીંદગી હવે કેટલી છે તે તું જાણે છે?"

દેવીના આ પ્રશ્નના ઉત્તરમાં લક્ષ્મીદાસે બે હાથ જોડીને કહ્યું.

"મને માફ કરો. મારી આયુષ્ય કેટલી છે તે જણાવો."

"જણાવું?" સ્વપ્ન સૃષ્ટિમાં ઉભી રહેલી એ દીવ્ય દેવીની મૂર્તિ બોલી: "સંસારના ઓ! અલ્પજ્ઞ માનવ! તારી આયુષ્ય હવે ઘણીજ થોડી અવશેષ છે. તેટલા વખતમાં તું હવે કંઇક સત્કર્મ કરી લે એટલા માટે હું આજે તને ચેતવવા માટે તને સ્વપ્નમાં દર્શન આપીને કહી રહી છું."

"દેવી! દેવી! "લક્ષ્મીદાસ ઘુંટણીયે પડીને બોલ્યો:" કહો, મારી આયુષ્ય હવે કેટલી છે?"

"છત્રીસ કલાક! માત્ર દોઢ દિવસ" દેવીએ કહ્યું.

લક્ષ્મીદાસ ચમકયો. તે બોલ્યો.

"શું માત્ર છત્રીસ કલાકજ! શું હવે મારા દોઢ દિવસનીજ દુનિયા?"

"હા. હવે એક પળ પણ વ્યર્થ ગુમાવીશ નહિ. અત્યાર સુધી તને લક્ષ્મી મળી પરંતુ તેનો તેં સદ્ ઉપયોગ કર્યો નથી. છત્રીસ કલાકમાં તારે હવે તારા જીવનને સમેટવાનું હોય એટલા ટુંક વખતમાં જેટલું પુણ્યો પાર્જન થઈ શકે તેટલું તું કરી લે. રાત્રિ વિતશે ને પ્રભાત થશે. સૂર્યોદય સમયથી દોઢ દિવસ હવે તારે દુનિયામા રહેવાનું છે. માત્ર દોઢ દિવસ! બસ! હવે! હવે હું અંતર્ધાન થાઉં છું! તને ચેતાવવા માટેજ હુ તારી સમક્ષ સ્વપ્ન સૃષ્ટિમાં ખડી થઇ છું!"

એમ કહીને દેવી અદશ્ય થઇ ગઇ. તેજ સમેટાઇ ગયું લક્ષ્મીદાસનું સ્વપ્ન ખલાસ થયું. તે બકતોજ રહ્યો.

"માત્ર દો.. ઢ દિવસ!...... ફક્ત દોઢ દિવસ!"

તે પથારીમાથી બેઠો થયો ને સરોજને તેણે જાગ્રત્ કરી. સરોજ જાગ્રત્ થતાજ બોલી ઉઠી.

"કેમ નાથ શું છે?"

"વ્હાલી! હવે હું આ દુનિયાનો દોઢ દિવસનો મ્હેમાન છું." લક્ષ્મીદાસે જણાવ્યું.

"શું બોલો છો? ઘેલછામા તો નથીને?" સરોજ બોલી.

"ના. હું ઘેલછામાં નથી, સંપૂર્ણ શુદ્ધિમાં છું. સ્વપ્નમાં મને હમણાંજ દેવી આવીને મારી અવશેષ આયુષ્ય દોઢ દિવસની—અર્થી છત્રીસ કલાક છે એમ કરી ગયા છે. અહો! શો દેવીનો તેજ અંબાર!"

"સત્ય કહો છો. ?" સરોજ બોલી.

"હા હું દોઢ દિવસજ દુનિયામાં હવે હયાત છું. મૃત્યુના મ્હોંમાં હોમાવાને હવે માત્ર છત્રીસ કલાકજ છે." લક્ષ્મીદાસ બોલ્યો: "દેવીએ એટલા ટુંક વખતમાં પુણ્યો પાર્જન કરવાનું કહ્યું છે, બોલ, હવે મારે લક્ષ્મીનો વ્યય કેવી રીતે કરવો ?"

"નાથ તે આપ સારી રીતે જાણી શકો છો. દાસી શું સલાહ આપે ?" સરોજ બોલી: તેનું સૌભાગ્ય વૃક્ષ દોઢ દિવસ પછી મૂળમાથી ઉખડી પડવાનું હોઈ તેનું હૃદય કપાઇ જતું હતું; છતા તે સુશીલ હોઇ શાંતપણે બોલતી હતી.

  

પ્રભાત થયું. લક્ષ્મીદાસને ત્યારથી કલાક ગણવાની હતી. બરાબર છત્રીસ કલાક પછી પોતાનો જીવન દીપક મ્હોતના પવનથી બુઝાઇ જવાનો હતો: દરેક પળની હવે તેને કિંમત હતી. પ્રભાત થતાજ તે જીવરામ મજુરને ઘેર જવા ઉપડયો.

જ્યારે તે જીવરામને ત્યા આવ્યો, ત્યારે જીવરામનો પિતા સખારામ સખ્ત આંચકાથી ઉંચો નીચો થતો હતો' જીવરામ પોતાના શેઠને જોઇને એકદમ સામો લેવા ગયોને આદરપૂર્વક બેસાડ્યા પછી આવવાનું કારણ પૂછ્યું.

"જીવરામ ! મેં તને કાલે રાત્રે અન્યાય આપ્યો છે તેની હું માફી માગું છું. ને લે આ પાંચ હજારની નોટો' તારા પિતાની ચાકરી માટે હું તને બક્ષીસ આપું છું."

એમ કહીને લક્ષ્મીદાસે ખીસામાથી પાંચહજારની નોટો કાઢીને જીવરામને આપી.

જીવરામે તેટલી મોટી રકમ સ્વીકારવાની પ્રથમતો ના પાડી,

પરન્તુ લક્ષ્મીદાસના સમજાવવાથી તેણે તે રકમનો સ્વીકાર કર્યો.

પછી ત્યાંથી લક્ષ્મીદાસ સીધા મીલમાં આવ્યા. સઘળા મીલ મજુરોને તેણે એકઠા કરીને કહ્યું.

"ભાઇઓ ! આજે હું તમને બધાને ઇનામ આપવા માગું છું તમારા અંગ પરસેવાના પ્રતાપે હું લક્ષ્મી સંપન્ન થઈ શક્યો છું. તે માટે મારે તમને બક્ષીસથી નવાજવા જોઇએ. આવો એક પછી એક"

એમ કહીને લક્ષ્મીદાસે તિજોરી ખોલી; ને એક પછી એક મજુર તેની પાસે જવા લાગ્યો. શેઠે સઘળા મજુરોને પાંચ પાંચ હજારની બક્ષીશ આપી.

આ મ્હોટી બક્ષીસ મળતા મજુરોને અત્યંત આનંદ ઉપજ્યો તે સઘળાઓએ મળીને શેઠની દીર્ઘાયુ ઇચ્છી.

ત્યાથી નિકળીને લક્ષ્મીદાસ ગામમા એક સાર્વજનિક દવાશાળા ચાલતી હતી તે મકાને આવ્યા. ને દવાશાળાને મફત દવા પુરી પાડવા માટે પચાસ હજાર રૂપિઆ આપ્યા.

પછી તે કન્યશાળામાં આવ્યા. દરેક કન્યાને સો સોની નોટ ઇનામ આપી.

અનાથાશ્રમમાં જઇને એક લાખ રૂપિઆ આપ્યા.

બપોર થતાં તો લક્ષ્મીદાસે પોતાની મિલ્કતમાં ફક્ત પચાસ હજાર રૂપિઆ રહેવા દીધા. તેટલા રૂપિઆ સરોજના ગુજરા માટે રાખવામાં આવ્યા હતાં.

સરોજની આંખમાંથી શ્રાવણને ભાદરવો વરસતા હતા. લક્ષ્મીદાસ બોલ્યો.

" વ્હાલી ! શા માટે રડે છે ? મરવાનું સૌ કોઇને છે જ. કોઇ વ્હેલું યા મોડું. તેમાં શા માટે આંસુ વહાવે છે ? "

" નાથ ? દંપતીમાં પ્રથમ મૃત્યુ પત્નિનું થવું જોઇએ. પતિ વિના પત્નીની શી ગતિ ? અનાથ અબળાની પછી શું દશા ? "

સરોજ ગદ્ગદ્ કંઠે બોલી.

" મૃત્યુ અને જીવન માનવ આધિન નથી. આયુષ્યની દોરી તુટતાં સઘળાને મરવાનું છે. પરમાત્માનો મૃત્યુનો નિયમ અચળ છે. પતિનું મૃત્યુ પહેલા નિપજે કે પતિના પહેલાં મ્હોતને માર્ગે પ્રયાણ કરે. તે કાંઇ આપણા હાથની વાત નથી. માટે તું શાંત થા. સ્કુલેથી છોકરા આવશે ને તને રડતી જોઇને તેઓ પણ રડશે. માટે હવે રડવાનું છોડી દઇને પરમાત્માની પ્રાર્થના કર.

લક્ષ્મીદાસ બોલ્યો.

સરોજે શાંત થવા ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેમ તેમ તે વધુ વધુ ડુસકા ખાતી ગઈ. લક્ષ્મીદાસે તેને છાતી સરસી ચાપી.

" વ્હાલી ! તું રડે છે તે જોઇને મારૂં હૈયું ભરાઈ જાય છે. જીવનની અંતીમપળો પરમાત્માની પ્રાર્થનામા ગુમાવવી જોઇએ. હજી ચોવીસ કલાક બાકી છે. "

સરોજે પરમાત્માની પ્રાર્થના કરવા માંડી.

" હે ! દીનદયાળુ દામોદર ! મારૂં સૌભાગ્ય અખંડ રાખજો. હું હાથ જોડીને વિનવું છું મારા પતિની આયુષ્ય ખુટી હોય તો મારી આયુષ્ય તેમને આપજો પણ મારા જીવન સત્વને રક્ષજો. મૃત્યુનું કરાળ જડબું મારા પતિનો કોળીયો ન કરી જાય એવી મારી પ્રાર્થના છે. "

નવનીત અને મધુરી સ્કુલેથી ઘેર આવ્યા. સરોજે ભાઇ બ્હેનને જમવા આપ્યું એ વખતે સરોજની આંખમાં આંસુ ઉભરાતા હતા તે જોઇને નવનીત બોલ્યો.

" બા ? આજે તું કેમ રડે છે ?"

" કંઈ નહિ બેટા : જમીલે. " સરોજે રડતા અવાજે જણાવ્યું.

" નહિ. તું રડીશ તો હું ખાઉંશ નાહ. કહે તું કેમ રડે છે ? " નિર્દોષ ભાવથી નવનીત બોલ્યો.

સરોજની આંખમાં વધારે આસુ આવ્યા. નવનીત ઉઠીને માતાના ગળે બાઝી પડયો ને બોલ્યો.

" બા, કહે ને શું કામ રડે છે ?"

મધુરી પણ ખાતા ખાતા ઉઠીને માતાને વળગી પડી.

બન્ને બાળકોના મ્હોં જોઇને માતા બોલી.

" તમે મને પજવો નહિ. ખાઇલ્યો. "

" તું જ્યાં સુધી રડવાનું કારણ કહીશ નહિ, ત્યાં સુધી અમે ખાવાના નથી. " બન્ને બાળકોએ સાથેજ ઉચ્ચાર્યું.

બાલ હઠ પાસે સરોજને નમતું આપ્યા વિના ચાલે એમ હતું નહિ. પણ શું સમજાવીને સન્તાનોને શાંત કરવા ? એ માટે તેણે ઘણી યુક્તિઓ શોધી.

" નવનીત ? બ્હેન મધુરી " વ્હાલ પૂર્વક બોલી. " આપણી વાછરડી મરી ગઇ તેથી હું રડું છું. બસ હવે ? "

નિર્દોષ બાળકોએ માતાના જુઠાણાને સાચું માન્યું. વાછરડી મરી ગઇ હતી એ ખરૂં હતું; પરન્તુ સરોજને રડવાનું કારણ તે હતું કે નહિ તે વાંચકો જાણતા હશે.

પણ એ બન્ને બાળકોએ માતાની વાત સાચી માની ને પછી બન્ને જમવા બેઠા.

" બા ? વાછરડી બહુ રૂપાળી હતી હો ? " મધુરી ખાતા ખાતા બોલી:

સરોજ ને હસવું આવ્યું: નિર્દોષ મધુરી અને નવનીતને જોઇને વળી તે પુષ્કળ રડવા લાગી.

આ છોકરાઓ હવે ન બાપા થવાના છે એ વિચાર તેને કેમ કમાવી.

નવનીત અને મધુરી હસતા હસતા જમવા લાગ્યા. તેમને ઓછીજ ખબર હતી કે જનકનું જીવન હવે મ્હોતના મ્હોમાં પડયું છે ?

જમીને ભાઇ બ્હેન પાછા નિશાળે ચાલ્યા ગયા.

" મારી મીઠી ! તું રડ નહિં. " સરોજને લક્ષ્મીદાસ બોલ્યો " તું સમજું થઇને આમ કલ્પાંત કરે એ ઠીક કરે છે ? "

" પતિનું છત્ર ઉડી જવાજ તૈયારીમાં હોય તે કઇ પત્ની શાંત રહી શકે ? "

સરોજ બોલી:

' પણ કલ્પાંત કરવાથી કંઇ વળવાનું છે ? મૃત્યુ આવવાનું છે તે શું રૂદનથી નહિ આવે ! નાહક જીવ બાળવા કરતા તુ મારી સાથે હસીને વાતચીત કર. જે કલાક જાય છે તેમાં મારા જીવનની દોરી ઉપર મ્હોતના ચપ્પુની ધાર ફરી રહી છે. આપણે બહુ થોડા વખત સાથે રહેવાના છીએ. એટલો વખત તું મને શાંતિ આપ હસીને મારી સાથે મધુર ભાષણ કર. "

લક્ષ્મીદાસે આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

છતા પણ સરોજ રૂદનના ધોધને અટકાવી શકી નહિ પતિનું જીવન મૃત્યુના મ્હોંમા હોમાઇ ચૂકયું હોય ને કાળનું કરાળ જડબું બીડાય એટલીજ ફકત વારહોય એવી સ્થિતિમાં કોઇ પણ પત્નિ મન મારી શકે એમ માનવું એ ભ્રમણા છે—વ્યર્થ છે. સરોજ તેનો અપવાદ શી રીતે થઇ શકે ?

તેણે આંખો રડી રડીને લાલચોળ બનાવી મૂકી. સરોજનું સૌન્દર્ય મિનિટે મિનિટે હણાતું જતું હતું તેના વદનની લાલિમ ઉડી જતી હતી. તેની છાતીના ધબકારા જોરમાં થતા હતા તેના પ્રાણ કંઠમાં આવીને ભરાયા હતા.

સરોજનો પતિ વૃક્ષને વળગી પડી. પત્નિની આંખમાંથી ટપકતા અશ્રુ બિન્દુઓથી પતિની છાતી ભીંજાઇ ગઇ.

“ વ્હાલી ! ” લક્ષ્મીદાસ બોલ્યો. “ મારા મૃત્યુ પછી તું શોક કરીશ નહિ. કારણ કે પરિતાપથી તારી સુકોમળ દેહલતા કરમાઇ જશે. હું તારી પાસે છેલ્લી માગણી કરૂંછું કે તું શાંત રહેજે. નવનીત અને મધુરીને મ્હોટા કરજે ને પછી એ બન્નેનાં યોગ્ય સ્થાને લગ્ન કરી આપજે. મારા મૃત્યુ પછી એક આંસુ પણ તું પાડીશ નહિ. તું સમજુ છે, શાણી છે, ધાર્મિક જીવન વિતાવી અંતે અમર લોકમા તું મને આવીને મળજે. ”

પતિના આ એકાએક અક્ષર સાંભળીને શુશીલ પત્નિની છાતી ચીરાતી જતી હતી. તેનું હૈયુ ભરાતું જતું હતું. તે એક પણ શબ્દ બોલી શકી નહિ.

લક્ષ્મીદાસે વધારે કહેવા માંડ્યું.

“ મારી હેતાળ પત્ની તને વધારે શું કહેવાનું હોય ? તું બધુંયે સમજે છે. છતાય પણ અંતીમ સમયે બે બોલ કહેવાની લા. લચને હું રોકી શકતો નથી. સરોજ મારી વ્હાલી સરોજ તારા માટે મેં પચાસ હજાર રૂપીયા રાખ્યા છે તેમાંથી તું બન્ને બાળક સાથે જીવન વિતાવજે બાકીની બધી મિલકતનું મેં ધર્મ દાન કરી નાખ્યું છે. પચાસ હજાર તને બસ થઇ પડશે ને ?

સરોજ કંઇપણ બોલી શકી નહિ, તેતો ડુસ્કા ખાતી મ્હોટેથી રડી રહી હતી તેની આંખોમાથી આસુની ધારાઓ પડતી હતી ને તેથી લક્ષ્મીદાસની છાતી પલળી જતી હતી.

એવીજ દશામા લક્ષ્મીદાસની અંતિમપળ આવી. છત્રીશમા કલાકની છેલ્લી મિનિટ થઇને તેનો પ્રાણ પરલોક પંથ વિચરી ગયો.

સ્વપ્ન સૃષ્ટિમાં કહી ગયેલી દેવીનુ કથન સત્ય પડ્યું.

પતિના મૃત્યુથી સરોજની સ્થીતિ કેવી થઇ હશે, તેનું વર્ણન કોઇ આપી શકશે ?

નવનીત અને મધુરી પણ માતાના કંઠે બાઝી પડી ને પુષ્કળ રૂદન કરવા લાગ્યા.





# પ્રકરણ ૮ મું.



કુદરતના કાનુનની બલિહારી છે ?

હૃદય દેવી પત્નીની મૃત્યુ પળે તેનો પતિ હાથ પગ પછાડે છે, તેના વિના જગત સુનકાર માને છે, પ્રાણપતિની મૃત્યુ પળે તેની પ્રેમાળપત્ની કેશ ચૂંટે છે, માથું પછાડે છે, મ્હોતને વિના કારણ આમંત્રે છે, એકનો એક કમાતો છોકરો એકાએક મ્હોતના કરાળ જડબામા હોમાયને તેનો વૃદ્ધ પિતા મરવા તૈયાર થાય છે; પરંતુ કાળે કરીને એ શોકોન્માદ શમી જાય છે...કુદરતના કાનુનની બલિહારી છે ?

સમય વિતતો ગયો તેમ તેમ સરોજનો સોકોન્માદ શમતો ગયો.

એક દિવસ તેને વિચાર આવ્યો. જીવનલાલને પત્ર લખીને પોતાને ઘેર બોલાવ્યો.

જીવનલાલ પોતાની ધર્મની બ્હેનને ઘેર આવ્યો. એ વખતે લક્ષ્મીદાસનો જીવનદીપક બુઝાઈ ગયાને બે વર્ષ વીતી ગયા હતા.

જીવનલાલની વય ઓગણીસ વર્ષની હતી. દેખાવમાં તે સુંદર હતો. ન્હાનપણામાંજ તેના માતા પિતા ગુજરી ગએલા હોવાથી તેના શિરપર વ્યવહારનો બોજો આવી પડવાથી તે દ્દષ્ટ પુષ્ટ થઇ શક્યો ન હતો. તો પણ તે સુકલકડી તો ન હતોજ ?

સરોજે ભાઇને પુછ્યું:

“ ભાઇ ? હવે એકલસુરા કયાં સુધી રહેવું છે ?”

બ્હેનના આ પ્રશ્નથી જીવનલાલને હસવું આવ્યું. તે બોલ્યો

“ રહેવાય ત્યાં સુધી. ”

“ એ તે કાંઇ જવાબ છે ?”

સરોજ હસીને બોલી.

" ત્યારે ? " જીવનલાલ પણ હસ્યો.

" સ્પષ્ટ કહો. સાધુ રહેવું છે કે સંસારી થવું છે ? સરોજે સ્પષ્ટ પ્રશ્ન કર્યો

" સાધુયે રહેવું છે, ને સંસારીયે થવું છે." જીવનલાલે ઉત્તર આપ્યો.

" ભાઈ ? જેમ હું સ્પષ્ટ પુછું છું તેમ તમે પણ સ્પષ્ટ ઉત્તર આપો. " સરોજ બોલી.

" કન્યા ન મળે ત્યા સુધી સાધુ રહેવુ છે ? " જીવનલાલ હસ્યો.

સરોજ પણ હસી. ભાઈના ઉત્તર પરથી તે કળી શકી કે તે પરણવા માગે છે.

સરોજ બોલી:

" કન્યા અત્યારેજ મળેતો ? "

" તો ? " જીવનલાલ હસીને બોલતો જતો હતો ! " અત્યારેજ સંસારી બની જાઉં ! "

" એટલી બધી ઉમેદ છે ? "

" એવી ઉમેદ કોને ન હોય ? "

" ઠીક, હું તમારા માટે કન્યાની તપાસ કરૂં છું. તેટલી મુદત તમારે મારે ત્યાંજ રહેવાનું છે. હું મારા ખર્ચે તમને પરણાવવા માગું છું પરણ્યા પછી તમારે ઘેર ચાલ્યા જજો. "
સરોજ બોલી.

" તમારા આમંત્રણનો અનાદર મારાથી થઈ શકતો નથી. " જીવનલાલ બોલ્યો.

તેજ દિવસથી સરોજે ભાઈને માટે કન્યાની તપાસ ચલાવી કોઈ સુંદર હોય તો ન્હાની વયની હોય, કોઈ મ્હોટી વયની હોયતો

સુંદર ન હોય, કોઇ મ્હોટી ને સુંદર હોય તો કેળવાયલી ન હોય તો કોઈ ન્હાની ને કેળવાયલી હોય તો સુંદર ન હોય. અંતે એક કન્યા સરોજે પસંદ કરી તેનું વય ચૌદવર્ષનું હતું. સૌન્દર્યમા તે અદ્વીતીય હતી. તેનું નામ ચમ્પા હતું. તેના દેહ સુમનના રંગપરથી કદાચ તે નામ પાડવામાં આવ્યું હોય !

"ભાઇ ! કન્યાની શોધ થઇ ગઇ છે. હવે લગ્ન મુહુર્ત જોવરાવવાનું બાકી છે."

જીવનલાલ હસ્યો. તેના દેહમાં રસના ફુવારા છૂટયા

લગ્ન મુહુર્ત વસંતપંચમીનું આવ્યું. એ દિવસની સરોજ આતુરતા પૂર્વક રાહ જોઇ રહી.

અને જીવનલાલ ! વસંતપંચમી જલદી આવે એટલા માટે બીજી આડી તિથિઓનો ક્ષય થાય એવું ઇચ્છવા લાગ્યા !

આખરે વસંત પંચમી આવી. લગ્નની ધામધુમ ચાલી રહી. લગ્ન થઇ ચૂકયા. ચંપા સરોજને ઘેર આવી.

"ભાઇ !" સરોજ બોલી ! "ઘણુંજ ખોટું થઇ ગયું છે !

"શું !" જીવન ચમકયો.

"કન્યાતો હબસી જેવી છે. લગ્ન પહેલાં કન્યા નજરે ન જોઇ એ ભૂલ માટે હવે મને પશ્ચાતાપ થાય છે. કન્યા કાળી છે કદરૂપી છે ને તોતડી છે. ભાઇના માટે એવી કન્યા શોધવા માટે હું અત્યંત દીલગીર છું !"

સરોજ ખિન્ન અવાજે બોલી

જીવનલાલનો રસ ફુવારો ઉખડી પડયો. તેનું મ્હોં લેવાઇ ગયું તે બોલ્યો:

"એટલી ઉતાવળ કરવાની શી જરૂર હતી. ?"

" ભાઇ ! જે થયુ તે થયું હવે બીજી કન્યા શોધીને તમને પરણાવીશું. "

સરોજ બોલી.

સાંજ પડી. આકાશમા સોનાની વાદળીઓ ચળકી રહી. જીવનલાલના હૃદયા કાશમાં અંધકારની વાદળી જામી તેની વદનકાંતિ હરાઇ ગઇ તેનું રસ ઝરણુ સુકાઈ ગયું.

રાત્રિ પડી, સન્ધ્યાનો સુવર્ણ રંગ રાત્રિમા વિલીન થઇ ગયો. ચન્દ્રમાનો પ્રકાશ પૃથ્વીને અજવાળી રહ્યો.

" ભાઇ આટલા ઉદાસ શાને છો. ? " સરોજ જીવનલાલની મુખમુદ્રા જોઇને બોલી.

" તે તમે કયાં નથી જાણતા ? " જીવનલાલ બોલ્યો.

" વહુરાણી કદરૂપા છે તેથી ઉદાસ થવાનું હોય ? કાલે બીજી રાણી લાવીશું, ઇન્દ્રની અપ્સરા જેવી. "

સરોજ આછુ સ્મીત ફરકાવતી બોલી.

જીવનલાલ કંઇ બોલ્યો નહિ. સરોજ બોલી:

" હવે ઉંઘ આવે છેને ? "

" હા " નિઃશ્વાસ સાથે જીવનલાલ બોલ્યો

" જાઓ સુઇરહો. ઘણા દિવસનાં ઉજાગરા છે. " સરોજ બોલી.

જીવનલાલ શયન રૂમમા આવ્યો. નવ દંપતીના પ્રથમ મિલન પ્રસંગે નાયક નાયિકાની અંતરોમાં કેવા પ્રકારની બને છે. તે અનુભવીયોજ જાણે

પણ જીવનલાલની અંતરાગમા રસ ન હતો. પલંગમાં પડીને તેણે નિઃશ્વાસ નાખવા માડ્યા.

એક કલાક તે નિઃશ્વાસ નાખતો પડી રહ્યો. શયનગૃહનુ દ્વાર એકાએક ફડાક દેતું ઉઘડયું. ને એ ઉઘડેલા દ્વારમાંથી ચમ્પા અંદર આવી.

ચમ્પાએ પોતાનું મુખ ઘુંઘટમા છુપાવેલું હતું. તેમ હાથ પગ પણ વસ્ત્રચ્છાદિતજ રાખ્યા હતા. કદાચ એ સરોજની શિખવણી હોય !

ચમ્પા મદ ઝરતા પગલે અદર આવી. જીવનલાલે આખ્યો મીંચી દીધી. કદરૂપા મ્હોને જોવાની ઇચ્છા કોને થાય ?

ચંપા પલંગથી સ્હેજ દુર આવીને ઉભી રહી. ઘણીવાર સુધી તે ઉભી રહી; પરતુ જ્યારે જીવનલાલે તેને બોલાવી નહિ ત્યારે તે હળવે રહીને નીચે બેસી ગઈ.

જીવનલાલને તેની તરફ જોવાની ફુરસદ કયા હતી ?

ચમ્પાનું હૈયું ધડકતું હતું. પતિ દેવના પ્રથમ મિલનમા તેણે જેટલી બને તેટલા વસ્ત્રાભુષણો પહેરવામા સ્હેજ પણ ખામી રાખી ન હતી.

જીવનલાલ તો શોકમાને શોકમા નિદ્રાધિન થઇ ગયો.

આ બાજુ ચમ્પાનું હૃદય આકુળ વ્યાકુળ થવા લાગ્યું. પતિ દેવ શુ કરે છે તે જોવાની તેને ઇચ્છા ઉદ્‌ભવી, ઘુંઘટ દુર કરીને તેણે જોયું તો જીવનલાલ ઘોરતો હતો !

તે ઉભી થઇ. ધીમે પગલે પલંગ પાસે ગઇ. પતિના મ્હો સામું તેણે ધ્યાનપૂર્વક જોયું. સ્વામિની સુંદરતા જોઇને તે મીઠું હસી.

જીવનલાલને નિદ્રાધિન જોઇને ચમ્પાને લાગ્યું કે તેમને પરિશ્રમ લાગ્યો હશે ને મારી આવાની રાહ જોતા જોતા નિદ્રાધિન થઇ ગયા હશે.

પતિને જગાડવાનો તેણે નિશ્ચય કર્યો. સ્વાભાવિક સ્ત્રી લજ્જા-શીળ હોય છે, પરંતુ અત્યારે તેણેજ લજ્જાનો ભંગ કરવાનો વિચાર

કર્યો. એ હેતુથી કે પોતે જીવનલાલને ન જગાડે ને પ્રભાત થઈ જાય તો ?

પણ જગાડવા શી રીતે ? ચમ્પાએ ઘણો વિચાર કર્યો. પગ પકડીને હલાવવો કે હાથ ખેંચવો, કે શરીર ઢંઢોળવું ? એકાએક તેને એક યુક્તિ સુઝી. તેણે આનંદમા હસી દીધું. ને એ હાસ્યની સાથે તેણે જીવનલાલના ગાલ પર ચુંબન કીધું.

ચુબનના રણુકારથી જીવણુલાલની નિદ્રા ઉડી ગઈ. ચમ્પાએ શરમાઈને પોતાનું મુખ ઘુંઘટમા છુપાવી દીધું. પણ જીવનલાલ સ્હેજ-સાજ ચંપાના મુખને જોઇ શક્યો ને તેને એમુખ ઘણુંજ સુંદર લાગ્યું.

તે પલંગમા બેઠો થયો. ચંપા પાસેજ ઉભી હતી તેનો હાથ પકડી પલંગપર બેસાડી. પછી જીવનલાલે ચંપાનું મુખાચ્છાનદન દૂર કર્યું. વાદળીના દુર થવાથી રજની કાત જેવો દીપે તેવું ચંપાનું વદન દીપી રહ્યું.

પત્નીનું મ્હો જોતાજ જીવનલાલ હસી ગયો. હવેજ તેને સરોજના કહેવાની મતલબની ખબર પડી. ભાઇની મશ્કરી કરવાની બ્હેનની રમણીય વૃત્તિએ ઘડીભર તેને હસાવ્યો.

જીવનલાલનો રસ ફુવારો ઉછળ્યો. તેની વદનકાંતિ એ ઉમળ-કામા ચંપાનાં ગુલાબી ગાલપર પતિદેવનું ચુંબન રણક્યુ.

" કંઇ ઉંઘ બહુ આવે છે ? " રૂપેરી ઘંટડીના એવા અવાજે ચંપા બોલી.

જવાબમા જીવનલાલ હસ્યો ચંપા હસી. રતિ વીણાનો તાર રણુકયો.

ને વાતાવરણ રસમય બની ગયું !

✿ ✿ ✿

" કેમ ભાઇ ! વહુ રાણીનું મ્હો જોયુંને ? કેવું કાળું અને

કદ રૂપું છે ?" સવારમા જીવનલાલ શયનરૂપ બહાર આવ્યો ને સરોજ હસીને બોલી.

જીવનલાલ બોલ્યો:

"બ્હેન ! તમે તો હદ કરી !"

"કેમ ?" સરોજે પૂછયું:

"મીઠી મશ્કરી કરી !"

જીવનલાલે હસીને ઉત્તર આપ્યો.

"ભાઈ ! ત્યારે શું હું ગાંડી છુ કે તમને કાળું અને કદરૂપુ અર્ધાંગ મેળવી આપું ?" સરોજ બોલી.

"પણ મેં તો સાચુંજ માની લીધું હતું !" જીવનલાલ બોલ્યો. સરોજ હસી. જીવનલાલ પણ હસ્યો

ને ચમ્પા શામાટે ન હસે ? તે પણ હસી પડી.

❦ ❦ ❦ ❦

નવનીત અને મધુરી ચમ્પાને બહુજ ચ્હાતા હતા. મામી વિના તેઓ ખાતા નહિ. માના કરતાં પણ વિશેષ પણે મામી તરફ તેઓ આકર્ષાયા.

જ્યારે જીવનલાલ પોતાને ઘેર જવા તૈયાર થયો ત્યારે સરોજે ભાઇ અને ભાભીને પોતાને ત્યા રાખવાનો વિચાર જણાવ્યો. ઘણી આનાકાની પછી જીવનલાલે બ્હેનના વિચારને માન આપ્યું.

❦ ❦ ❦

એક દિવસ નવનીત. દોડતો દોડતો ઘરમા આવો ગયો. પોતાની મામી તેને ઘણીજ વ્હાલી લાગતી. સ્કુલથી છુટયા પછી તે ચંપાનેજ વળગ્યો રહેતો. સરોજ તેને બહુ લડતી, પરંતુ ચંપા નવનીતને પોતાની પાસેજ રાખતી. એ બાળકને રમાડવામાં, હસાવવામાં, સાથે ફેરવવામાં તેને બહુજ મઝા પડતી. આ વાચાંલ છોકરો તેને ઘણી વખત મુશ્કેલીમાં મૂકી દેતો.

મેદાનમા રમી થાકી દોડતો આવેલો નવનીત ચંપાની પાસે લપાઇ ગયો.

સરોજ જોડેના ઓરડામા જીવનલાલ સાથે વાતો કરતી હતી. જીવનલાલ વાચતો વાત કર્યે જતો હતો,

નવનીતે પૂછ્યું:

" મામી ! શું વાગ્યું ? "

" ના ભાઇ ! મને તો કઇજ વાગ્યું નથી. "

ચંપા બોલી.

સરોજ અને જીવનલાલ આ નઠારા છોકરાની પ્રશ્ન પરંપરા સાભળી ચમકયા.

" જુઠું બોલો છો ! " નવીનત બોલ્યો.

સરોજે ડોકયું કરી બન્ને જણને જોયા.

" શાનું જુઠું ! લુચ્ચા ! "

કહી ચમ્પાએ હળવેથી ધોલ મારી.

" કેમ ? જુઓને ! આ ગાલે શાનો ડાઘ......"

નવનીતના મ્હો પર ચંપાએ હાથ મૂકી તેને વાકય પુરૂં કરવા દીધું નહિ.

સરોજ ખડખડાટ હસી પડી.

જીવનલાલ જાણે કશું જાણતો ન હોય તેમ નીચું જોઇ વાંચવા લાગ્યો.

આનંદને અમૃતરસે ભરપુર જે ગૃહ જીવન છે.

જે ગૃહ મંહી દેવો વસે તે ગૃહ જીવનને, ધન્ય છે.

**ॐ आनन्द ! आनन्द ! आनन्द !**

**सर्व स्थळे वर्तो !**

**— સમાપ્ત. —**

(વાંચો) સચિત્ર **જુલ્મી જનેતા.** કી. ૦-૧૦-૦

(વાંચો) સચિત્ર કોણ ચાલાક ? કી. ૦-૮-૦



(વાંચો) સચિત્ર પાપનું પ[illegible] કી. ૦-૧૦-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ. રીચીરોડ—અમદાવાદ.